# અનુક્રમણિકા

# લેખક વિષે બે શબ્દ

આ અમર કૃતિ "ઇસ્લામ જેને હું ચાહું છું" ના લેખક જનાબ અબ્દુલ્લાહ અડિયાર છે. તેમનો જન્મ ૧૯૩૫માં તામિલનાડુના કોઈમ્બતૂર જિલ્લાના એક નગર તિરુરમાં થયો હતો. ઇન્ટર મીડિયેટ સુધી તેમણે શિક્ષણ મેળવ્યું. સ્કૂલ અને કોલેજ જીવન દરમ્યાન સાહિત્યિક કાર્યક્રમોમાં તેમને ઘણો રસ રહ્યો. તેઓ કોલેજના તમિળ સાહિત્ય વિભાગના મંત્રી પણ રહ્યા.

અડિયાર સાહેબે ઘણા નાટકો પણ લખ્યા છે. અને એક જમાનામાં ચલચિત્રો માટે સંવાદ પણ લખતા હતા. તેમના લેખો ખૂબ પસંદગી પામ્યા. વળી તેઓ તામિલનાડુના એક પ્રબળ વક્તા પણ છે.

જનાબ અડિયાર વિનોબા ભાવે સાથે ભૂદાન ચળવળમાં પણ જોડાયા. અને તેની પ્રવૃત્તિઓમાં ભાગ લેતા રહ્યા. આ આંદોલનના મુખપત્ર 'ગ્રામદાન'ના પણ તેઓ સંપાદક રહી ચૂક્યા છે.

તામિલનાડુના પ્રસિદ્ધ દૈનિક 'તનરલ' અને 'મૂરસૌલી'ના ખબરપત્રી તેમજ સહસંપાદક પણ રહી ચૂક્યા છે.

કટોકટીના સમયમાં ધરપકડ વહોરનારાઓમાં તેઓ સામેલ હતા અને આ સંબંધે તેમણે ઘણી યાતનાઓ અને તકલીફોનો સામનો કરવો પડ્યો.

બાળપણમાં જ મુસ્લિમ વિદ્યાર્થીઓ તેમના મિત્ર રહ્યા છે. તેમના શિક્ષકોમાં પણ ઘણા મુસ્લિમ હતા. મદ્રાસના પત્રકાર-જીવન અને રાજનૈતિક પ્રવૃત્તિઓ દરમ્યાન પણ ઘણા મુસ્લિમો તેમના મિત્રો તથા સાથી હતા. આ જ કારણસર મુસ્લિમોના ધર્મ અને તેમની આસ્થાઓ વિષે ઘણી બધી જાણકારી તેમને સરળતાથી પ્રાપ્ત થઈ ગઈ. એ પછી તેઓ પોતે પણ ઇસ્લામના અધ્યયન તરફ પ્રેરાયા અને ઈસ્લામનો સારો એવો અભ્યાસ કર્યો.

કટોકટીકાળમાં જ્યારે મીસા હેઠળ તેમની ધરપકડ કરવામાં આવી અને

તેઓ દોઢ વર્ષ સુધી અટકાયતમાં રહ્યા ત્યારે ઈસ્લામનું અધ્યયન કરવાની એક વધુ તક તેમને પ્રાપ્ત થઈ ગઈ. આ તક ઝડપી લઈને તેમણે ઈસ્લામનો ઊંડો અભ્યાસ કર્યો.

મુક્ત થયા પછી "ઈસ્લામ જેને હું ચાહું છું" ના નામથી તેમણે નિરંતર સળંગ લેખમાળા પોતાના અખબારમાં શરૂ કરી.

સમગ્ર દુનિયા નિકટ ભવિષ્યમાં પ્રત્યક્ષરૂપે અથવા પરોક્ષરૂપે ઈસ્લામનો સ્વીકાર કરી લેશે એ અડિયાર સાહેબનો અડગ વિશ્વાસ છે.

જનાબ અડિયાર સાહેબની આ અનુપમ કૃતિનો અનુવાદ આપ સમક્ષ પ્રસ્તુત છે. આશા છે તે દ્વારા ઈસ્લામને સમજવાનો અને તેના વિષેની ગેરસમજ દૂર કરવાનો અવસર પ્રાપ્ત થશે.



# પ્રકાશકનું નિવેદન

પ્રસ્તુત પુસ્તક ''ઇસ્લામ જેને હું ચાહું છું'' એ જનાબ અબ્દુલ્લાહ અડિયારની શ્રેષ્ઠ કૃતિઓમાં સામેલ છે. આ પુસ્તકની ગુજરાતીમાં આ ત્રીજી આવૃત્તિ છે.

આજે જ્યારે ઇસ્લામ વિષે મોટા પાયે ગેરસમજો ફેલાવવા દરેક સ્તરે પ્રયત્નો થઈ રહ્યા છે ત્યારે આ પુસ્તકનું મહત્ત્વ ઓર વધી જાય છે.

આ પુસ્તકમાં ઇસ્લામના મૂળ સિદ્ધાંતો તૌહીદ (એકેશ્વરવાદ), રિસાલત (ઈશ-દૂતત્વ) અને આખિરત (પરલોકવાદ) ઉપરાંત કુર્આન, ઇસ્લામના પ્રચાર-પ્રસાર અને ઇસ્લામમાં સ્ત્રીનું સ્થાન વિ.વિ. જેવા વિષયો ઉપર ખાસ વાચન સામગ્રી પ્રસ્તુત કરાઈ છે. આમાં ખાસ મહત્ત્વની વાત તો આ છે કે દૈનિક અખબારના સંપાદન વિભાગ સાથે સંકળાયેલ એક બિન-મુસ્લિમની હૈસિયતથી કરાયેલ અધ્યયન બાદ તેમણે પોતે પણ ઇસ્લામ અંગીકાર કરી લીધો હતો. આ બાબત મહત્ત્વપૂર્ણ એટલા માટે છે કે ઇસ્લામ અને તેને લગતી અનેક બાબતો અંગે લખનારા તો અનેક છે. પરંતુ તેઓ આ પ્રાકૃતિક અમૂલ્ય નેઅમતથી વંચિત રહ્યા છે.

આશા રાખીએ કે દિલના ઊંડાણથી અને લાગણીસભર પરંતુ ખૂબ જ તાર્કિક તેમજ દલીલસભર રીતે લખેલ એ લેખમાળાને પુસ્તકરૂપે રજૂ કરાયેલ આ પુસ્તક આજે પણ નિષ્પક્ષ અને પૂર્વાગ્રહ વિના ઇસ્લામ વિષે જાણવા માટે ઉત્સુક તેમજ દેશ-બાંધવોમાં દા'વતનું કાર્ય કરવા ઇચ્છતા લોકો માટે આ ખૂબ જ મદદરૂપ પુરવાર થશે.

**ડૉ. શકીલ અહમદ**

ચેરમેન, ઇસ્લામી સાહિત્ય પ્રકાશન, ગુજરાત

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

# શ્રેષ્ઠ નમૂનો

ઈસ્લામ ધર્મને હું ખાસ માન અને ઈજ્જતપૂર્વક જોઉં છું. આ બાબતમાં હું મારા વિચારો અત્રે લખી રહ્યો છું. આશા છે કે વાચકો રસપૂર્વક વાંચશે.

સામાન્ય રીતે ધર્મોના વડાઓને રૂઢિચુસ્ત કહેવામાં આવે છે પરંતુ મારા સંશોધન પ્રમાણે આ બધા જ પોત-પોતાના જમાનાની અજ્ઞાન રૂઢિઓની સામે અવાજ ઉઠાવનારા ક્રાંતિકારી નેતા હતા.

હિંદુ ધર્મ અથવા વૈદિક ધર્મની સુધારણાનો પ્રયાસ કરનારા શંકરાચાર્યો પણ ક્રાંતિકારી હતા. વેદનો એક અર્થ છુપું અથવા ગુપ્ત રાખવો છે. આ પ્રકારના વિચારો ધરાવતી દુનિયામાં 'વેદ સૌના માટે છે' એ સૂત્ર પોકારનાર રામાનુજમ (Ramanujam) પણ ક્રાંતિકારી હતા.

હઝરત ઈસા અ.સ.નું વ્યક્તિત્વ પણ પોતાના જમાનાના અજ્ઞાનતાપૂર્ણ રિવાજો વિરુદ્ધ અવાજ બુલંદ કરનાર ક્રાંતિકારી વ્યક્તિત્વ હતું. આવી રીતે જો આપણે ધર્મોના ઈતિહાસનો અભ્યાસ કરીએ તો આપણને જણાશે કે એમની આગેવાન વ્યક્તિઓ રૂઢિચુસ્ત નહીં બલ્કે ક્રાંતિકારી રહી છે.

હું આ વાત છડેચોક કહેવામાં જરાય ડરતો નથી કે આ ક્રાંતિકારી વ્યક્તિઓમાં સૌથી મહાન વ્યક્તિત્વ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું છે. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સિવાયની બીજી વ્યક્તિઓએ[1] જ્ઞાન અને બુદ્ધિમત્તા કોઈ ને કોઈના સંપર્ક દ્વારા મેળવ્યા છે. વળી એમના મા-બાપ કે એમનું કુટુંબ એમની કેળવણીનું એક સાધન રહ્યું છે, પરંતુ આપણે જોઈએ છીએ કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સંજોગો આનાથી સાવ અલગ છે. આપના જન્મ અગાઉ આપના પિતા અબ્દુલ્લાહ અવસાન પામ્યા. પિતાનો ચહેરો જે લોકોએ ન જોયો હોય તે લોકો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની તંગીઓ અને મુશ્કેલીઓનો અંદાજ સારી રીતે કરી શકે છે.

આ તંગીઓ અહીં પૂરી ન થઈ. આપ હજુ ૬ જ વરસના હતા ત્યાં વ્હાલસોયી માતાની છાયાથી પણ તેઓ વંચિત થઈ ગયા. આપ પોતાના માતા અને ઉમ્મે

એમનની સાથે યસરબ (મદીના) તરફ જઈ રહ્યા હતા જ્યા આપના પિતાની કબર હતી. ત્યાં રસ્તામાં જ માતાનું પણ અવસાન થઈ ગયું.

પિતાનું મુખ ન જોયું, નાની વયે અને રસ્તામાં માતાથી વિખૂટા પડવાનું દુઃખ પણ સહેવું પડ્યું. આ અનાથ બાળકને આશરો આપવા માટે દાદા અબ્દુલ મુત્તલિબ આગળ આવ્યા. પરંતુ બે વરસ પણ પસાર થયા ન હતા કે તેઓ પણ અવસાન પામ્યા.

બાપ પછી મા અને પછી દાદાના વાત્સલ્યથી પણ વંચિત ! અને આ બધી વંચિતતાઓ આઠ જ વરસમાં ! હવે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સાવ એકલા ઊભા હતા !!

માનવજગતને અલ્લાહની કૃપા અપાવનાર આદરણીય નબી જ નિરાધાર અને એકલવાયા દેખાતા હતા !

આવા સમયે આપના કાકા અબૂ તાલિબે આપનો સાથ આપ્યો. પરંતુ મા-બાપ વિહોણા બાળકની તકલીફોનો અંદાજ એ જ લોકો કરી શકે જેઓ મા-બાપ ગુમાવી બેઠા હોય !

આવી રીતે તંગીઓનો સામનો કરી રહેલા એક અનાથ બાળકના હાથે ઈસ્લામ જેવી મહાન સંપત્તિ દુનિયાને મળી. કેવી રીતે આ અનાથનો સંદેશ સ્પેનથી ચીન સુધી, દુનિયાના આ છેડેથી પેલા છેડા સુધી ફેલાયો ! આ એક હેરત પમાડનારી હકીકત છે ! નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું નિર્દોષ, નિષ્કલંક અને ખામીરહિત પવિત્ર જીવન જ ઈસ્લામના સૌથી વિસ્તૃત પ્રસારનું મુખ્ય કારણ છે. એમ કહેવું તદ્દન સાચું છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું વ્યક્તિત્વ માનવજાત માટે શ્રેષ્ઠ નમૂનો છે !



[1] નબીઓ સિવાય - અનુવાદક

# મજૂરીથી ઢોર ચારનાર શહેનશાહ !

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું જીવન બાળપણથી આખર સુધી એક આદર્શ નમૂનો છે !

કેટલાય નેતાઓ અને કેટલાય ધાર્મિક વડાઓ એવા છે જેમની શરૂઆતની જિંદગી ખોટા માર્ગે ભટકી ગયેલી દેખાય છે પરંતુ સભાનવયથી લઈને છેવટ સુધી નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું જીવન શુદ્ધ અને ચોખ્ખું છે. એમાં ક્યાંય એક ડાઘો કે કોઈ ખામી નથી.

આપ સ.અ.વ. પોતાના કાકા અબૂ તાલિબની દેખરેખ હેઠળ હતા. અબૂ તાલિબની આર્થિક સ્થિતિ સારી ન હતી. તેથી એમના આર્થિક બોજાને હળવો કરવા માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે મજૂરી લઈ ઢોર ચરાવવાનું કામ પણ કર્યું.

- મારા હુઝૂર !
- સમગ્ર જગતને સીધો માર્ગ બતાવવા માટે મોકલવામાં આવેલા પથપ્રદર્શક !
- આરબોને ડહાપણ અને સભાનતાની દોલતથી માલામાલ કરનાર !
- રોમન મહાસત્તાને સંપૂર્ણ પરાજય આપનાર આકા !
- ડહાપણ, અમલ અને દુનિયાના તમામ ખજાનાંઓને ઈસ્લામના અનુયાયીઓ ઉપર કુર્બાન કરી દેનાર મહાન કાઈદ !
- શહનશાહોના શહનશાહ !

નાનપણમાં મજૂરી લઈ આપે ઢોર પણ ચરાવ્યા, કેટલીય મુસીબતો અને મુશ્કેલીઓ વેઠી–આના વિચારમાત્રથી આપણી આંખોમાંથી અશ્રુ વહેવા લાગે છે.

આ મહાન ચારિત્ર્ય ધરાવતી વ્યક્તિની આગેવાની મુસલમાનોને મળી છે, ખરેખર મુસલમાનો ઈર્ષ્યાપાત્ર અને ભાગ્યશાળી છે.

આપે બકરાં પણ ચાર્યાં. પોતાના કાકાની સાથે ૧૨ વરસની કુમળી વયે વેપાર અર્થે વતનથી દૂર પ્રવાસ પણ ખેડ્યો.

પોતાના કુટુંબ માટેના માલની સાથોસાથ વૃદ્ધો અને નિરાધાર મહિલાઓનો

માલ પણ સાથે લઈ ગયા જેથી એમને પણ આવક થઈ શકે. આપ નિઃસહાય અને વૃદ્ધ લોકોનું હંમેશાં ધ્યાન રાખતા હતા.

"હું બજાર જઈ રહ્યો છું, શું તમારે કોઈ વસ્તુની જરૂર છે, જે હું લઈ આવું?"

આવો પ્રસ્તાવ પોતાની આસપાસના નિઃસહાય લોકો સમક્ષ પોતે આગળ વધીને આપ કરતા હતા અને જે વસ્તુઓ તેઓ મંગાવતા એ આપ લાવી આપતા હતા.

આવી રીતે નિઃસહાય અને અન્યાયનો ભોગ બનેલા લોકોની મદદ માટે 'હલફુલફુઝૂલ' નામની સંસ્થા સ્થપાઈ તો આપ પણ તેમાં જોડાયા અને પૂરેપૂરો સહકાર આપ્યો.

આપનું જીવન સચ્ચાઈનો નમૂનો છે. આપે ક્યારેય વચનભંગ કર્યું નથી. એક વખતની વાત છે કે એક ભાઈ એમ કહીને જતા રહ્યા કે "આપ અહીં થોભો, હું હમણા આવું છું."

નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ એ જ જગ્યાએ ઊભા રહ્યા. એક દિવસ નહીં, બે દિવસ નહીં, ત્રણ ત્રણ દિવસ સુધી નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ત્યાં જ ઊભા રહ્યા.

જે ભાઈ જતા રહ્યા હતા એમના મગજમાંથી આ વાત જ નીકળી ગઈ હતી કે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ત્યાં રોકીને આવ્યા છે! ત્રીજા દિવસે અચાનક એ ભાઈ ત્યાંથી પસાર થયા તો નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ત્યાં જોયા. શરમાતાં શરમાતાં તેણે પૂછ્યું : "શું આપ અહીં જ ઊભા છો ?" રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે સ્હેજ પણ નારાજગી દર્શાવ્યા વિના ખૂબ જ વિનયપૂર્વક કહ્યું : "તમે જ તો મને અહીં રોકાવા માટે કહ્યું હતું."

આવા જ ઉચ્ચ ગુણોના લીધે આપને 'અમીન' અને 'સાદિક'ના ઈલ્કાબથી લોકો બોલાવતા હતા.

આવા ઉચ્ચ ગુણોના માણસને હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હાએ પોતાના જીવનસાથી તરીકે પસંદ કર્યા. આ ખરેખર હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હાનું સદ્ભાગ્ય હતું.

આની પહેલાં હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હા બે વખત વૈધવ્યનું દુઃખ સહન કરી ચૂક્યા હતા. તેઓ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ કરતાં પંદર વર્ષ મોટા હતા, અને 'તાહિરા' એમનો ઈલ્કાબ હતો.

હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હાથી કાસિમ, અબ્દુલ્લાહ (તાહિર), ઝૈનબ, રુકૈયા, ઉમ્મેકુલ્સૂમ અને ફાતિમા પેદા થયા. આપને ત્યાં ઘણા બાળકો જન્મ્યા. કાસિમ અને અબ્દુલ્લાહ નાનપણમાં જ અવસાન પામ્યા.

હઝરત ખદીજા રદિ. સાથે નિકાહ થયા પછી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને થોડી આર્થિક સદ્ધરતા મળી તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના બધા વિચારો માનવતાની સુધારણમાં પરોવાઈ ગયા.

કૌટુંબિક જવાબદારીઓ પૂરી કરવાની સાથે દીન તરફ લોકોને બોલાવવા અને એની સ્થાપનાની જવાબદારીઓ નિભાવવી આપણને આ મહાન નબીના જ જીવનમાં દેખાય છે !

ગૌતમ બુદ્ધે સન્યાસ લીધો હતો,

શંકરાચાર્યે લગ્ન કર્યા ન હતા,

હઝરત ઈસા અલૈહિસ્સલામ અપરિણિત હતા ! અનેક ધર્મોના વડાઓ બ્રહ્મચારી, અપરિણિત અને સન્યાસી જ દેખાય છે ! પરંતુ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતાની અંગત જવાબદારીઓને પણ પૂરી કરતા દેખાય છે અને દીનની સ્થાપનાની બધી જવાબદારીઓનો ભાર પણ પોતાના ખભે ઉઠાવતા દેખાય છે !

માત્ર એક જ પત્ની નહીં-ઘણી પત્નીઓની જવાબદારીઓ પણ આપના શિરે છે. આટલા બધા બોજાઓ છતાં આપનું કૌટુંબિક જીવન પણ આદર્શ અને નમૂનારૂપ!

લોકોએ આપને અલ-અમીન અને અસ-સાદિક કહ્યા પરંતુ જ્યારે આપે તેમને દીન તરફ બોલાવ્યા તો એ જ લોકો આપના કટ્ટર વિરોધી બની ગયા. ધર્મોના ઈતિહાસમાં કેટલાય ક્રાંતિકારીઓએ દા'વત આપી પોતાના સંદેશ તરફ લોકોને બોલાવ્યા પણ કોઈનો આવો સખત વિરોધ કરવામાં ન આવ્યો જેટલો આપનો થયો ! આટલો તીવ્ર વિરોધ ઊઠવા માટે આપના સંદેશમાં એવી તે કઈ વાત હતી?



# નિરાકારની ઉપાસના

દુનિયાના કોઈ પણ ક્રાંતિકારીએ એ વાત કહી નથી જે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે કહી છે. આકાર, રૂપ, ચિત્ર, કંઈ પણ ન હોવું જોઈએ. આ તાલીમ આપે ચૌદસો વરસ પહેલાં આપી. મૂર્તિઓ અને ચિત્રો ન હોવા જોઈએ, એમ કહી તો શકાય છે પણ એક પગલું આગળ વધીને આપે મૂર્તિઓ તોડી અને ચિત્રો નાબૂદ કર્યા. આપે તાલીમ જ ન આપી બલ્કે તેને અમલમાં પણ મૂકી બતાવી.

અહીં આપણે તામિલનાડુમાં ઈવીઆર (EVR)ને એક મહાન ક્રાંતિકારી માનવી માનીએ છીએ કેમકે તેમણે મૂર્તિપૂજાનું ખંડન જ ન કર્યું બલ્કે જાહેરમાં મૂર્તિઓ તોડી પણ ખરી. પરંતુ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે સૈકાઓ પહેલાં આ કામ કર્યું. કુર્આનિકરીમની આયત **"જાઅલ હક્કુ વ ઝહકલ બાતિલુ ઈન્નલ બાતિલ કાનઝહૂકા"** "સત્ય આવી ગયું અને અસત્ય નાશ પામ્યું. અસત્ય તો નાશ પામવા માટે જ હોય છે"ની તિલાવત કરતાં કરતાં ખાનએ કા'બામાં રાખવામાં આવેલી મૂર્તિઓને હુઝૂર સ.અ.વ.એ દૂર કરી.

મુસલમાનોની સૌથી મોટી ઈદ (ઉત્સવ) 'ઈદુઝ્ઝુહા' છે. આ ઈદ કોની યાદમાં મનાવવામાં આવે છે અને તેણે શું કર્યું હતું ?

હઝરત ઈબ્રાહીમ અ.સ. પોતાના સુપુત્ર ઈસ્માઈલ અ.સ.ને અલ્લાહના માર્ગમાં કુર્બાન કરવા માટે આગળ વધ્યા, એની જ સ્મૃતિરૂપે આ ઈદ મનાવવામાં આવે છે.

હા, આ બુઝુર્ગોના ચિત્રો પણ કા'બામાં રાખવામાં આવેલા હતા.

ઈદ મનાવવાનો હુકમ તો મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આપ્યો. આ રીતે મહાનુભાવના આદર-સન્માનને કયામત સુધી જીવંત અને અમર બનાવી દીધું; પરંતુ મૂર્તિઓની સાથે જ એમના ચિત્રોને પણ આપે કા'બતુલ્લાહમાંથી ખસેડી દીધાં. શું આનાથી પણ વધુ કોઈ ક્રાંતિકારી પગલાની કલ્પના કરી શકાય ખરી ?

પછી આ પગલું કયા દેશમાં લેવામાં આવ્યું ? એ દેશમાં જ્યાં અજ્ઞાનતા અને મૂર્તિપૂજા લોકોની નસેનસમાં પ્રસરી ચૂકી હતી.

રશિયામાં સામ્યવાદની સત્તા છે, ખુદાનો ઇન્કાર છે, પરંતુ ત્યાં દેવી-દેવતાઓની પ્રતીમાઓ હટાવવાની કે નાબૂદ કરવાની હિંમત કોઈએ કરી નથી.

અહીં તામિલનાડુમાં કેટલાક ક્રાંતિકારી કવિઓએ આ ગીત લલકાર્યું કે 'તે પ્રભાત ક્યારે આવશે કે જ્યારે અહીંની મૂર્તિઓને તોડવામાં આવશે' પરંતુ અહીંની પ્રત્યેક ગલીમાં આપણે આજે પણ મૂર્તિઓ જોઈએ છીએ.

પરંતુ ચૌદસો વરસ પહેલાં અજ્ઞાનતાની મૂર્તિઓને કા'બામાંથી ખસેડવામાં આવી. માનવ ઈતિહાસમાં આ ઘણું જ હિંમતભર્યું પગલું હતું.

પોતાના જ દેશમાં પોતાના જ બાપ-દાદાઓએ પૂજેલી મૂર્તિઓને ખસેડી નાખવી અને મિટાવી દેવી અસાધારણ હિંમતનું કામ છે અને આવું ક્રાંતિકારી કામ માનવ ઈતિહાસમાં નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જ હાથે થયું છે.

આજે માનવી પ્રગતિશીલતાના મોટા મોટા દાવા કરે છે. ખુદાના ઇન્કાર અને ધર્મને પોતાની પ્રગતિશીલતાના પુરાવા તરીકે રજૂ કરે છે પરંતુ તે મૂર્તિઓ-ચિત્રોના પ્રેમમાં આજે પણ જકડાયેલો છે. આ કેવી વિચિત્રતા છે કે આ પ્રગતિશીલ મહાશયો ખુદાનો તો ઇન્કાર કરે છે અને આગળ વધ્યા તો દેવી-દેવતાઓની મૂર્તિઓને પણ મિથ્યા ઠરાવે છે પરંતુ ખુદ પોતાના નેતાઓના બાવલા બનાવે છે અને એમની સામે માથું ઝુકાવે છે.

તેઓ દેવોના ચિત્રો તો હટાવે છે પરંતુ એના સ્થાને પોતાનું ચિત્ર લગાવી દે છે. બાવલા હોય કે ચિત્રો બંને જ માનવીની નબળાઈ છતી કરે છે ! આ નબળાઈથી વાકેફ કરનારા અને આનાથી બચાવનારા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ છે. અને તેઓ આ મહાન કામ ચૌદસો વરસ પહેલાં કરી ચૂક્યા છે.

આજે મૂર્તિઓ અને ચિત્રોનો આશરો લીધા સિવાય માત્ર જ્ઞાન અને શ્રદ્ધાના પાયા ઉપર જો કોઈ આંદોલન ચાલતું હોય તો તે ઈસ્લામનું આંદોલન છે.

કેટલાક લોકો કહે છે કે મૂર્તિઓ અને ચિત્રો બનતા ન હોય તો મનુષ્યમાં રહેલ લલિતકળા સમાપ્ત થઈ જશે, પરંતુ આ વસ્તુઓ વગર મુસલમાનોએ દુનિયાને સુંદરતમ ઈમારતો ભેટ આપી છે.

કલ્પનાને ચિત્ર અને મૂર્તિની કેદમાંથી મુક્ત કરાવ્યા પછી મુસલમાનોએ જે મહાન કાર્યો કર્યા છે એની વિગતો આ પ્રમાણે છે :

૧. ગણિતશાસ્ત્રમાં આજના આંકડાઓ રચવામાં આવ્યા.

૨. બીજગણિત અસ્તિત્વમાં આવ્યું અને તેનો વિકાસ થયો.

૩. બાંધકામની કળામાં સુંદરમાં સુંદર ઈમારતો અને મસ્જિદો બાંધવામાં આવી.

૪. રસાયણશાસ્ત્રમાં સિલ્વરનાઈટ્રેટ અને સલ્ફ્યુરિક એસિડની શોધ થઈ.

૫. તબીબી વિદ્યામાં :

(અ) અલ ફારાબીનું પુસ્તક શસ્ત્રક્રિયાશાસ્ત્ર,

(બ) ઈબ્નેસીનાની રચના 'અલ કાનૂન'

(ક) અલી બિન અબ્બાસીનું પુસ્તક 'કિતાબુલ માલિકી' જેવા પાયાના પુસ્તકો લખવામાં આવ્યા.

૬. કાર્યક્ષેત્રે :

મુતબન્નીના જમાનાથી લઈને ઈકબાલ સુધી સુંદર અને અછૂતી કલ્પનાઓનો દરિયો હિલોળાં લે છે.

૭. સાહિત્ય ક્ષેત્રે :

અલિફ-લૈલા, લૈલા-મજનૂ, અમદે ઝુલજુમ્મા જેવા ભંડાર માનવતાને સાંપડ્યા.

હવે કોઈ પૂછી શકે કે શું અન્ય કોમોએ આવા ગર્વને લાયક કાર્યો કર્યા નથી? તો જવાબમાં એ જ કહેવું પડે છે કે 'આટલા પ્રમાણમાં નહીં !'

આ ઉપરાંત બીજી એક વિશિષ્ટતા આ છે કે આ શિક્ષણ લઈને ઊભી થનારી કોમ એવા રણપ્રદેશમાંથી નીકળી જ્યાં ધોમધખતો તડકો હતો અને કુદરતી સૌંદર્ય ધરાવતા દૃશ્યોનો અભાવ હતો. આમ છતાં આ કોમ લલિતકળાઓનો આવો શોખ દુનિયાને આપી ગઈ.

હા ! એક ઉમ્મી (નિરક્ષર)ની તાલીમે આ બધું જ કર્યું અને માનવજગતને મહાનતાની બુલંદીઓ સુધી પહોંચાડી દીધું !

હું ઈસ્લામને કેમ ચાહું છું એના બીજા થોડા કારણોનો આગળના પાનાઓમાં ઉલ્લેખ છે.



# ઈસ્લામ જેને હું ચાહું છું

**ચમત્કારો વિના :**

ચમત્કારો વિના સૌથી મોટા ચમત્કાર દેખાડનારા નબી !

ધાર્મિક આગેવાનો ઉપર સામાન્ય લોકો સહેલાઈથી વિશ્વાસ કરતા નથી. ઘણા ધાર્મિક વડાઓ અચરજમાં નાખતી અને સામાન્ય નિયમથી વિરુદ્ધ સ્તુઓ દેખાડે છે અને એમના ચમત્કાર જોઈને સામાન્ય માનવીઓનો ચમત્કાર-પ્રિય માનસ એમની ઉપર ભરોસો કરવા લાગે છે.

ખુદા ઉપર ઈમાન (વિશ્વાસ) પણ ઘણા ધર્મોમાં આ જ ચમત્કારવૃત્તિના આધાર ઉપર છે. હકીકત એમ છે કે જ્યાં સુધી માનવી આ વાત ન માને કે નેક ઈન્સાન માટે અમર જીવન ને ખરાબ માણસો માટે કાયમી ખોટ નિશ્ચિત છે ત્યાં સુધી એ શક્ય નથી કે માનવી નેકી અને પવિત્રતાનું જીવન અપનાવવા માટે મક્કમ નિર્ધાર સાથે આગળ વધી શકે.

આ હેતુ પ્રાપ્ત કરવા માટે અને આ વાતોને સમજવા માટે આપણને પુરાણોમાં, વેદોમાં, જૂના-નવા કરારમાં ધર્મની તરફ બોલાવનારા તરેહ-તરેહની પ્રાકૃતિક નિયમોથી વિરુદ્ધ રીતો અપનાવતા દેખાય છે.

આવા ચમત્કારોથી પર રહીને શુદ્ધ અને ઊંડું જીવન જો કોઈનું દેખાતું હોય તો તે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું છે, એટલું જ નહીં બલ્કે જયારે આવા ચમત્કાર કરવા માટે આપની સમક્ષ માગણી કરવામાં આવી તો તેના જવાબમાં આપે કુર્આનેમજીદ રજૂ કરી દીધું ! બાહ્ય ચમત્કારોથી પર રહીને જ્ઞાન અને ડહાપણ તરફ બોલાવનારૂં ક્રાંતિકારી વ્યક્તિત્વ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું છે.

બીજા પણ એક પાસાથી આપના જીવનને જરા નીહાળો. આપ ધાર્મિક નેતા છે અને સાથે જ યુદ્ધના મેદાનના સેનાપતિ પણ ! નસીહત આપનારા શિખામણદાતા પણ છે અને એક વિચારશીલ હાકેમ અને આગેવાન પણ. આ બંને દૃષ્ટિએ આપની અંદર સુંદર ખૂબીભર્યું મિશ્રણ જોવા મળે છે.

બદ્રનું રણમેદાન હોય કે બની કૈનુકાઅનો ઘેરો હોય, સુવૈકનું યુદ્ધ હોય કે

ઉહુદની લડાઈ, તબૂકની જંગ હોય કે ખૈબરનું યુદ્ધ, દરેક જગ્યાએ દરેક રણમેદાનમાં આપ એક જ સમજદાર અને સાહસી સેનાપતિના રૂપમાં આવે છે.

ધાર્મિક આગેવાન અને સાથે લશ્કરના સેનાપતિ પણ ! આ બંને ખૂબીઓ એકીસાથે જો કોઈની અંદર હોય તો તે આપના જીવનમાં !

જિહાદ અને યુદ્ધકળામાં આપ કુશળ દેખાય છે. આપે ઈમાન અને આસ્થાઓના જોર ઉપર જે હિંમત પોતાના સાથીઓમાં જન્માવી તે ઇતિહાસનું એક ભવ્ય કારનામું છે.

આપે ન તો દેશો જીતવાની લાલસાથી યુદ્ધ કર્યાં અને ન તો હરીફોને નીચું દેખાડવાની ભાવનાથી. માત્ર સત્યનો વિજય આપનો ધ્યેય હતો. અને એટલા જ માટે એને જિહાદનું નામ આપવામાં આવ્યું અને આ જિહાદમાં પોતાના પ્રાણને અર્પણ કરનાર બહાદુરોનું નામ શહીદ રાખવામાં આવ્યું. શહીદનો અર્થ પોતાની જિંદગી કુર્બાન કરીને સત્યની સાક્ષી આપનાર. યુદ્ધભૂમિમાં ગભરાઈ જવું, તીરોના મારાથી ડરીને ભાગી નીકળવું, એ દોજખમાં જવા માટેનું કારણ છે.

આ હતી જિહાદ વિષે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની મહાન તાલીમ ! આનું જ પરિણામ હતું કે આપના સહાબીઓ નીડરતાપૂર્વક અને હિંમત સાથે સત્યની દા'વત લઈને સ્પેનથી ચીન સુધી ફેલાઈ ગયા.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ચીંધેલા માર્ગથી જ્યારે મુસલમાનો ચલિત થયા તો એ જ ક્ષણે એમની પડતીનો પ્રારંભ થયો. તેના પહેલાં એમણે ક્યારેય પરાજય જોયો ન હતો.

આપના જમાનામાં રોમન સામ્રાજ્ય મહાસત્તા હતી પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની નિડરતા અને અડગ વિશ્વાસની સામે રોમન સામ્રાજ્ય ટકી શક્યું નહીં. હા, આ એ જ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ છે જે રણપ્રદેશમાં જન્મીને મોટા થનાર એક ગરીબ માણસ હતા અને પછીથી માનવતાના મહાન નેતા પુરવાર થયા !

યુદ્ધ સામગ્રીમાં આપની પાસે ચામડાની લગામ પણ ઉપલબ્ધ ન હતી, લાચારીવશ કાપડની બનેલી લગામ લડાઈના ઘોડાઓને લગાડવામાં આવી રહી હતી, એક તરફ યુદ્ધ સામગ્રીની આવી તીવ્ર તંગી અને બીજી તરફ મહાન રોમન સામ્રાજ્ય દરેક જાતની યુદ્ધ સામગ્રીથી સુસજ્જ ! શું મુકાબલો હતો બંનેનો !!

પરંતુ પોતાના સિદ્ધાંતોમાં વિશ્વાસ ધરાવનાર નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ

અને આપના સહાબીઓએ અલ્લાહ ઉપર વિશ્વાસ રાખીને સામનો કર્યો અને સફળ થયા ! એક તરફ આપ દુનિયાનો ત્યાગ કરનારા વૈરાગીઓ કરતાં પણ વધુ નિઃસ્વાર્થ અને સાદગીભર્યા સ્વભાવના હતા, અને બીજી તરફ આરબપ્રદેશ અને તેની આસપાસના સફળ શાસક ! આવું હોવા છતાં આપનું જીવન એકદમ સાદું હતું. આપ સાવ સામાન્ય ઘરમાં રહેતા હતા, આપનું જીવન-ધોરણ એવું ન હતું જે અમીર ઉમરાવોનું હોય છે.

આપનું ભોજન પણ સાદું હતું. આપને ભૂખ્યા રહેવા સુદ્ધાંનો સમય આવી જતો હતો જેને યાદ કરીને આપણી આંખો ભીની થઈ જાય છે.

આ બધી ખૂબીઓ હકીકતમાં ઇસ્લામની દેણ છે, જેના આપ સાચા ધ્વજધારી અને નિમંત્રક હતા. એટલા જ માટે ઇસ્લામને હું ચાહું છું !



# શું હઝરત ઈસા મસીહ (અ.સ.) ખુદાના પુત્ર છે ?

હું આગળ વર્ણવી ગયો છું કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે મૂર્તિઓને તોડવાનું અને ચિત્રો દૂર કરવાનું એક મહાન ક્રાંતિકારી કામ પૂરૂં કર્યું. માનવ ઈતિહાસની એક બીજી ક્રાંતિનો ઉદ્‌ભવ પણ આપના હાથે થયો છે !

પિતા, પુત્ર અને પવિત્ર આત્માની ત્રિમૂર્તિ (Trinity) ખ્રિસ્તીઓની પાયાની માન્યતાઓ પૈકી છે. પાપીઓને મુક્તિ અપાવવા માટે અને માનવજાતના પાપોની સજા પોતે ભોગવવા માટે શૂળી ઉપર ચઢીને હઝરત ઈસા મસીહ અલૈહિસ્સલામે જીવ આપ્યો. પછી ત્રીજા દિવસે જીવતા થઈને પિતાની ડાબી તરફ તખ્ત ઉપર બિરાજયા. આ છે ખ્રિસ્તી ભાઈઓની માન્યતા !

૧. હઝરત મસીહ અલૈહિસ્સલામ ખુદાના પુત્ર છે.

૨. તેઓ મર્યા પછી પુનઃજીવિત થયા.

ઉપરોક્ત બંને વાતોમાં ન માનનાર ખ્રિસ્તી ન હોઈ શકે. આ બંને માન્યતાઓ ખ્રિસ્તી જગત ઉપર છવાયેલી હતી. એવા સમયે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને પયગંબર બનાવીને મોકલવામાં આવ્યા. આપે આ બંને માન્યતાઓને ખોટી ઠરાવી. આપે કહ્યું કે હઝરત મસીહ અલૈહિસ્સલામ ખુદાના પુત્ર નહીં ખુદાના નબી હતા.

મૂળ વાત આ છે કે તેમને શૂળીએ ચઢાવવામાં આવ્યા ન હતા. એમને પકડવા માટે જ્યારે એક જૂથ એમના મકાનમાં પ્રવેશ્યું તો એમની અંદરનો જ એક માણસ એમના જેવો જ દેખાવા લાગ્યો. એ જ માણસને શૂળી ઉપર ચઢાવવામાં આવ્યો. કુર્આનમાં ફરમાવવામાં આવ્યું છે : "જો કે હકીકતમાં તેમણે ન તો તેની હત્યા કરી ન તો શૂળી પર ચઢાવ્યો બલ્કે મામલો તેમના માટે શંકાસ્પદ બનાવી દેવામાં આવ્યો." (સૂરઃ નિસા-૧૫૭)

બાઈબલમાં જે નબીઓનો ઉલ્લેખ જોવા મળે છે એ બધા જ નબીઓનો ઉલ્લેખ કુર્આનમાં પણ થયો છે. જેમ કે હઝરત આદમ અલૈહિસ્સલામ, ઈબ્રાહીમ અલૈહિસ્સલામ, ઈસ્હાક અલૈહિસ્સલામ, ઈસ્માઈલ અલૈહિસ્સલામ, યાકૂબ અલૈહિસ્સલામ, યૂસુફ અલૈહિસ્સલામ, મૂસા અલૈહિસ્સલામ, હારૂન

અલૈહિસ્સલામ, દાઊદ અલૈહિસ્સલામ, સુલૈમાન અલૈહિસ્સલામ, યૂનુસ અલૈહિસ્સલામ, ઇલ્યાસ અલૈહિસ્સલામ, ઝકરિયા અલૈહિસ્સલામ વિગેરે. આ જ નબીઓની સાથે હઝરત ઈસા અલૈહિસ્સલામનું નામ પણ લેવામાં આવ્યું છે. કુર્આનમાં સ્પષ્ટતાપૂર્વક એ વાત જણાવી દેવામાં આવી છે કે હઝરત ઈસા અલૈહિસ્સલામ એક નબી હતા, એમની અંદર ખુદાઈનો કોઈ અંશ ન હતો. ખ્રિસ્તીઓ અને મુસલમાનોના શું મતભેદ છે તે પ્રશ્ન અહીં ચર્ચા હેઠળ નથી. હું જે દૃષ્ટિકોણથી આ પ્રશ્નને નિહાળી રહ્યો છું તે એ છે કે જે ધર્મની એ સમયે બોલબાલા હતી, જે એ સમયે એક મહાન શક્તિના રૂપમાં દુનિયામાં મૌજૂદ હતો તેની ખોટી માન્યતા વિરુદ્ધ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે કોઈ પણ શેહશરમ વગર અવાજ ઉઠાવ્યો, પણ આના પ્રયત્નોમાં હઝરત ઈસા અલૈહિસ્સલામની માન-મર્યાદા અને આદરમાં સહેજ પણ કમી આવવા ન દીધી.

હઝરત ઈસા અલૈહિસ્સલામના હાથ પવિત્ર આત્મા રૂહુલકુદ્દુસ (જિબ્રઈલ અલૈહિસ્સલામ)ની સહાયથી મજબૂત કરવામાં આવ્યા હતા. એમની મારફતે આપને ઇંજીલ એનાયત કરવામાં આવ્યું, આ બંને હકીકતોને અલ કિતાબ (કુર્આનમજીદ)એ ખૂબ જ ચોખ્ખા શબ્દોમાં ગૌરવ અને આદર સાથે વર્ણવી છે. બિલકુલ આવી જ રીતે અન્ય ધર્મોની ખોટી વાતોનો કુર્આન ઇન્કાર તો કરે છે એમના ધાર્મિક વડાઓનો આદર કરવાની શીખ આપે છે. ખોટી વાતોનું ખંડન, મહાન વ્યક્તિઓનો આદર ! આ બંને વાતોને ઇસ્લામે ભેળવી નથી બલ્કે સ્પષ્ટ શબ્દોમાં આ બંને વાતોની તાલીમ આપી છે.

કટોકટીના સમયમાં મને પણ મીસા હેઠળ જેલમાં નાખવામાં આવ્યો હતો. એ વખતે મને દુનિયાના વિવિધ ધર્મોના ગ્રંથો વાંચવાનો મોકો મળ્યો. મારા સગા-સંબંધીઓ અને મિત્રોએ તેમજ કેટલાક મુસ્લિમ મિત્રોએ આ પવિત્ર ગ્રંથો મારા સુધી પહોંચાડ્યા. આ બધા જ ગ્રંથોનો અભ્યાસ કરવામાં જે ગ્રંથથી હું ખૂબ જ પ્રભાવિત થયો અને જે મને મારી દૃષ્ટિએ સૌથી વધુ પસંદ પડ્યું તે ગ્રંથ પવિત્ર કુર્આનમજીદ છે.



# કુર્આનમજીદના વિશિષ્ટ ગુણો

ધાર્મિક પુસ્તકો અલગ અલગ પ્રકારના હોય છે. એમાં દરેકની અલગ અલગ વિશિષ્ટતા છે. હિંદુ ધર્મના સૌથી પવિત્ર ગ્રંથ વેદો છે. વેદો મુનિઓ અને ઋષિઓ દ્વારા ભગવાનની શાન (પ્રશસ્તિ)માં ગાયેલા ગીતોના સંગ્રહ છે.

ખ્રિસ્તીઓના ઇંજીલ અને યહૂદીઓની તૌરાતના ભાગો હકીકતમાં નબીઓના માનવ-લિખિત ઇતિહાસ અને જીવન-ચરિત્રો છે. આવી જ રીતે જેટલા ધાર્મિક ગ્રંથો દેખાય છે, તે કાં તો કેટલાક મહાનુભાવો દ્વારા ભગવાનની પ્રશંસામાં ગાયેલા ગીતો છે અથવા તો નબીઓ-મહાન વિભૂતિઓના માનવ-રચિત જીવનવૃત્તાંતનો સંગ્રહ છે.

આનાથી ઊલ્ટું કુર્આનમજીદની વિશિષ્ટતા એ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના હાથે લખાયેલું પુસ્તક નથી અને ન તો આ ખુદાની શાન (પ્રશસ્તિ)માં ગાયેલા ગીતોનો કોઈ સંગ્રહ જ છે, આની હેસિયત માત્ર એક ઇતિહાસની પણ નથી, બલ્કે:

—અલ્લાહતઆલાએ **'લૌહેમહફૂઝ'** (સુરક્ષિત પાટી)માં જે આદરણીય પુસ્તક રાખ્યું છે તે જ કુર્આનમજીદ છે.

**'લૌહેમહફૂઝ'**ના એ પુસ્તકમાંથી જલીલુલકદ્ર (અત્યંત આદરણીય) ફરિશ્તા હઝરત જિબ્રઈલ અલૈહિસ્સલામે આને અલગ અલગ સમયે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ઉપર અલ્લાહ તરફથી પહોંચાડ્યું.

આ જ મુસલમાનોની માન્યતા છે. કુર્આનમજીદ માનવ-રચિત પુસ્તક નથી બલ્કે અવતરિત ગ્રંથ છે. મુસલમાન આની ઉપર અડગ વિશ્વાસ ધરાવે છે.

આ પુસ્તકના ઘણા વિશિષ્ટ ગુણો છે. આના શબ્દોના સ્વરલયથી હું આનંદિત થયો છું. શું અવાજને કોઈ પ્રકારની પવિત્રતા પ્રાપ્ત છે ? હું કહીશ કે હા છે ! અવાજ દુનિયાનો પાયો છે !!

વેદ કહે છે કે ૐ (ઓમ)ના અવાજથી દુનિયાનું સર્જન થયું.

બાઈબલ કહે છે કે સૌની પહેલાં ખુદાનો શબ્દ (Word of God) હતો, પછી આ દુનિયા થઈ.

કુર્આનમજીદનો અવાજ જ્યાં એક શ્રેષ્ઠ ગદ્યનો અવાજ છે ત્યાં તે પોતાની અંદર શ્રેષ્ઠ કાવ્યનો લય પણ ધરાવે છે. એક અત્યંત સુંદર દૃશ્યનું સૌંદર્ય પણ એમાં જોવા મળે છે. ગદ્ય-પદ્ય અને કાવ્યની ગેયસૃષ્ટિનું સૌંદર્ય, આ બધાનું મિશ્રણ છે કુર્આનમજીદનો અવાજ !

'શું આ વાણીમાં એટલું સૌંદર્ય છે કે આની તોલે આવે એવી વાણી અશક્ય છે?' આ સવાલ આજે પણ કરી શકાય છે અને એ જમાનામાં પણ ઉઠાવવામાં આવ્યો હતો જ્યારે કુર્આનનું ઉતરાણ થઈ રહ્યું હતું. કુર્આને એ પ્રશ્નનો ઉત્તર એ જ વખતે આપી દીધો હતો કે, જો શક્ય હોય તો આના જેવો કલામ લઈ આવો.'

આ પડકારનો જવાબ આજ સુધી આ દુનિયા આપી શકી નથી. આનો પ્રયત્ન જેણે પણ કર્યો તેને ઘોર નિષ્ફળતા જ સાંપડી.

કુર્આન કહે છે, હે નબી, અમે તમને કૌસર એનાયત કરી દીધું, બસ તમે પોતાના રબ માટે જ નમાઝ પઢો અને કુર્બાની કરો, તમારો શત્રુ જ મૂળ કપાયેલો છે. (સૂરઃ કૌસર-૧થી૩)

આવી રીતે સૌંદર્ય, ખૂબીઓ અને ડહાપણથી ભરપૂર આ પુસ્તકની આયતો છે. આની સામે નિષ્ણાત આરબ કવિઓએ એ જ જમાનામાં પ્રયત્ન કર્યા અને પોતાની હાર આ શબ્દોમાં કબૂલી કે, "આ મનુષ્યનો કલામ ન હોઈ શકે."

કુર્આને પડકાર ફેંક્યો, "કહી દો કે જો મનુષ્ય અને જિન્નાત બધા જ ભેગા મળીને પણ કુર્આન જેવી કોઈ વસ્તુ લાવવાની કોશિશ કરે તો નહીં લાવી શકે, ભલેને તેઓ બધા એકબીજાની મદદ જ કેમ ન કરે." (સૂરઃ બની ઇસરાઈલ-૮૮)

કુર્આનમજીદમાં જ એના નિમ્નલિખિત નામો મળે છે. આ બધા જ નામો મહત્ત્વ ધરાવે છે અને મહાન હકીકતો વ્યક્ત કરે છે.

| | |
|---|---|
| ૧. અલ-કિતાબ | પુસ્તક, ગ્રંથ |
| ૨. હબ્લુલ્લાહ | અલ્લાહની રસ્સી |
| ૩. અલ-બયાન | ખોલીને વર્ણન કરનાર |
| ૪. અલ-બુર્હાન | સ્પષ્ટ દલીલ |
| ૫. અલ-મુહૈમિન | રક્ષણ કરનાર |
| ૬. અલ-મુબારક | કલ્યાણકારી-બરકતવાળું |
| ૭. અલ-મુસદ્દિક | સમર્થન કરનાર |
| ૮. અઝ્-ઝિકરા | નસીહત આપનાર |

| | |
|---|---|
| ૯. અન્-નૂર | પ્રકાશ |
| ૧૦.અલ-બસાઈર | દૃષ્ટિ આપનાર |
| ૧૧.અલ-હુદા | સીધો માર્ગ દેખાડનાર |
| ૧૨.અર્-રહમહ | કૃપા |
| ૧૩.અશ્-શિફા | સાજા કરનાર |
| ૧૪.અલ-મૌઈઝહ | શિખામણ આપનાર |
| ૧૫.અલ-હુકમ | હુકમ આપનાર |
| ૧૬.અલ-મુબીન | સ્પષ્ટ, સાફ સાફ |
| ૧૭.અલ-અરબી | અરબી ભાષામાં |
| ૧૮.અલ-હિકમત | ડહાપણથી ભરપૂર |
| ૧૯.અલ-હક્ક | સાચું, સત્ય |
| ૨૦.અલ-કૈય્યિમ | મજબૂત |
| ૨૧.અલ-ફુર્કાન | (સત્ય-અસત્ય વચ્ચે) ભેદ કરનારી |
| ૨૨.અત્-તન્ઝીલ | (અવતરિત) ઊતરનાર |
| ૨૩.અલ-હકીમ | હિકમત-ડહાપણ ધરાવનાર |
| ૨૪.અઝ્-ઝિક્ર | યાદ અપાવનાર |
| ૨૫.અલ-બશીર | ખુશખબર આપનાર |
| ૨૬.અન્-નઝીર | ડરાવનાર |
| ૨૭.અલ-અઝીઝ | શક્તિશાળી |
| ૨૮.અર્-રૂહ | આત્માવાળું, સજીવ |
| ૨૯.અલ-મજીદ | આબરૂદાર |
| ૩૦.અલ-કરીમ | બુઝુર્ગ |
| ૩૧.અલ-મુકર્રમહ | આદરવાળું, આદરણીય |
| ૩૨.અલ-અજીબ | અજબ વાતોથી ભરપૂર, અદ્ભૂત |
| ૩૩.અલ-મર્ફૂઆ | ઊંચું ઉઠાવેલું, ઉચ્ચ |
| ૩૪.અલ-મુતહ્હરા | પવિત્ર, પવિત્રતાવાળું |
| ૩૫.અન્-નેઅ્મત | નેઅ્મત, ઉપહાર |

આ ઉપરાંત પણ કુર્આનનો અર્થ છે વંચાતું પુસ્તક ! જી હા, આ જ પુસ્તક વારંવાર વંચાતું પુસ્તક છે. દુનિયામાં સૌથી વધુ વંચાતું પુસ્તક !



# નિરક્ષર પયગમ્બર

'મિનઝૂઝલ મિનલ્લાહિ' પુસ્તકને સૌ પ્રથમ વાંચનાર વ્યક્તિ નિરક્ષર હતી અર્થાત્ એ ભણેલી ન હતી.

**'ઉમ્મી'**નો અર્થ અણસમજુ અને બુદ્ધિવિહીન નથી પણ લખવું-વાંચવું જાણતા ન હોવા છતાં મજબૂત યાદદાસ્ત ધરાવતી વ્યક્તિઓને 'ઉમ્મી' કહેવામાં આવે છે.

તમિળ સાહિત્યમાં આવી વાતો પ્રખ્યાત છે કે કાવ્ય-પંક્તિ એક વખત સાંભળીને દોહરાવનારાઓની, બે વખત સાંભળીને દોહરાવનારાઓની, ત્રણ વખત સાંભળીને દોહરાવનારાઓની અને ચાર વખત સાંભળીને દોહરાવનારાઓની એમના દરજ્જા પ્રમાણે કદર કરવામાં આવે છે, પરંતુ આરબમાં સેંકડો કાવ્ય-પંક્તિઓ યાદ રાખીને કડકડાટ સંભળાવનારા ઉમ્મી હતા.

કાવ્યમાં જ નહીં બલ્કે ગણિતશાસ્ત્રમાં પણ કેટલાક લોકો એવી મજબૂત યાદશક્તિ ધરાવનારા મળે છે કે બુદ્ધિ દંગ રહી જાય છે. ૨૧૪ને ૩૧૪ વડે ગુણવા કહો તો ભણેલા ગણેલા લોકો પૂરતો સમય લીધા પછી જ જવાબ આપે છે પરંતુ કેટલાક મજબૂત યાદશક્તિ ધરાવતા લોકો કે જે સામાન્ય રીતે ભણેલા નથી હોતા તેઓ તરત જ એનો ઉકેલ પોતાનું મગજ લડાવી શોધી કાઢે છે. આવી જ રીતે વંશાવલિ વિગેરે અંગે પણ પેઢીઓની પેઢીઓ સુધીની વંશાવલિ કડકડાટ બોલી જનારા એ વખતે આરબોમાં હતા જેઓ કશું જ ભણેલા ન હતા.

ઉમ્મીનો અર્થ અણસમજુ પણ નથી, જો આવો અર્થ કરીએ તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની વેપાર સૂઝ અને અનેક ઘટનાઓ માટે કોઈ કારણ આપી શકાય તેમ નથી. આપ ભણેલા ન હતા પરંતુ ઘણી જ જબરજસ્ત યાદશક્તિ ધરાવતા હતા અને ઘણા જ સમજદાર હતા.

આ જ વિશિષ્ટ ગુણના કારણે જ્યારે આપની ઉપર વહી ઊતરી તો આપ વહીના શબ્દો સમજીને જેમ ને તેમ બોલી ગયા હતા.

નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને અલ્લાહની મદદ પ્રાપ્ત હતી અને આપના સહાબીઓ ઉપર પણ અલ્લાહની ખાસ કૃપા હતી. આપના મુબારક મુખમાંથી

વહીના શબ્દોને સહાબીઓએ સાંભળ્યા અને મોઢે કરી લીધા. સંપૂર્ણ કુર્આનમજીદ કંઠસ્ત કર્યું હોય એવા હાફિઝોને આજે પણ જયારે આપણે કુર્આનપાઠ કરતા જોઈએ છીએ તો એમની આવડતની આપણને ઈર્ષ્યા આવે છે અને કુર્આનમજીદની લૌકિકતા અને વિશેષતા માટે પણ નવાઈ લાગે છે ! હા, એક ઉમ્મીએ જ આ મહાન કામ કરી દેખાડ્યું અને મહાન લાયકાતોને પ્રોત્સાહન આપ્યું.

આરબોને સામાન્ય રીતે અણસમજુ, અજ્ઞાન અને કુરિવાજોથી ઘેરાયેલા, ખૂના-મરકીથી ટેવાયેલા, બુદ્ધિહીન અને રીત-ભાત વગરના કહેવામાં આવે છે. આ બધી જ વાતો તદ્દન ખોટી છે. હજારો વર્ષ પહેલાં દુનિયાના બીજા ભાગોમાં રહેતા માણસોમાં જે ખૂબીઓ અને ખામીઓ હતી એ જ ખૂબીઓ અને ખામીઓ આરબોમાં પણ હતી. પરંતુ આરબોનો એક વિશિષ્ટ ગુણ એ હતો કે તેઓ બહુ ભણેલા ન હતા તેમ છતાં એમની યાદશક્તિ અદ્દ્ભૂત હતી. બીજા દેશોના લોકોની યાદશક્તિ એમના મુકાબલે ઘણી ઓછી હતી. માત્ર ભણતર ન હોવાથી કંઈ અજ્ઞાનતા આવી જતી નથી !

આરબો કરતાં વધારે અજ્ઞાનતા કેટલાય દેશોમાં જોવામાં આવી છે.

કિલ્લાઓમાં મનુષ્ય-વધ કરીને માથા ટિંગાડવામાં આવ્યા, જીવતા માનવોને દીવાલોમાં ચણી લેવામા આવ્યા, જીવતા માણસોને હાથીઓના પગ નીચે ચગદી નાખવામા આવ્યા, શૂળીએ ચઢાવીને હાથ-પગમાં ખીલા ઠોકવામાં આવ્યા, જીવતા દફનાવી દેવામાં આવ્યા, ચૂનાના ઢગમાં દાટી દેવામાં આવ્યા, ભૂખ્યા સિંહો સામે શિકારની જેમ ફેંકવામાં આવ્યા. રોમથી માંડીને તામિલનાડુ સુધી આ દશ્યો ઈતિહાસના પાનાઓમાં આપણને દેખાય છે. શું આરબોનું અજ્ઞાન આનાથી વધારે હતું ? તો પછી આ એક અત્યંત ખોટો આરોપ છે જે આરબો ઉપર મૂકવામાં આવે છે. એમ કહેવામાં આવે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સંદેશનો આરબોએ વિરોધ કર્યો, એમને તકલીફો આપી, પરંતુ મદીનાવાસીઓ પણ આરબો જ હતા જેમણે આપના સાંનિધ્યનો હક્ક અદા કર્યો. આપની ખાતર જીવ આપ્યા, આપની આગેવાની નીચે જુદા જુદા મોરચે પોતાના જીવ જોખમમાં મૂકીને લડાઈઓ કરી !

કા'બામાં રાખવામાં આવેલી મૂર્તિઓને ખસેડવી અને એમની પૂજાને ખોટી ઠરાવવાની ક્રાંતિકારી કામગીરી પણ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની આગેવાની હેઠળ આરબોના હાથે જ થઈ ! આ મહાન ક્રાંતિ ચૌદસો વર્ષે પૂર્વે જો

ભારત, ચીન કે બીજા કોઈ દેશમાં આણવામાં આવી હોત તો શું ત્યાંની પ્રજા આના માટે આ જ આજ્ઞાપાલનનું સબૂત આપત જે આજ્ઞાપાલનનું સબૂત આરબોએ આપ્યું છે ?

આ દૃષ્ટિકોણથી જ્યારે આપણે આરબોને જોઈએ છીએ તો એમની મહાનતા આપણી સામે છતી થાય છે. આરબ-પ્રદેશની ભૂમિ રણપ્રદેશ છે. હા, આ જ રણપ્રદેશમાં મહાન ક્રાંતિ આવી. આ દૃષ્ટિએ હું એ દેશને અને ત્યાંની પ્રજાને આદર અને આસ્થાપૂર્વક જોઉં છું. મારા હજારો સલામ એમની ઉપર !

આ ક્રાંતિ લાવનારા આ મહાન ગ્રંથની થોડી વધુ લાક્ષણિકતાઓ હવે પછીના પૃષ્ઠોમાં જોઈ શકશો.



## જીવંત ભાષામાં જીવંત ગ્રંથ

વેદ, બાઈબલ અને અન્ય ધર્મોના ગ્રંથો અને કુર્આનમજીદની વચ્ચે એક મોટો તફાવત જોવા મળે છે.

હિંદુ ધર્મના મૂળભૂત ગ્રંથો ચાર વેદ છે અને આ વેદોની ભાષા સંસ્કૃત છે. સંસ્કૃતનો અર્થ નવી ભાષા, તેમજ સુધારેલી ભાષા ! જો એમ માની લઈએ કે વેદ પૃથ્વીના ઉદ્ભવકાળથી જ માનવીને મળેલા છે જેમકે અમુક લોકોની માન્યતા છે તો આનો અર્થ એમ થાય છે કે તે મૂળભૂત સંસ્કૃતમાં નહીં બલ્કે સંસ્કૃત અગાઉની ભાષામાં હશે. પછીથી આવનારી ભાષામાં જ્યારે વેદ લખવામાં આવ્યા તો એ સ્પષ્ટ છે કે મૂળ વેદમાં અને નવી ભાષામાં લખાયેલા વેદોમાં તફાવત સ્વભાવિક છે.

પરંતુ કુર્આનમજીદ અરબી ભાષામાં ઊતર્યું અને એની એ જ ભાષામાં બિંદુના પણ ફેરફાર વિના આજે પણ આપણી સમક્ષ મોજૂદ છે.

યહૂદીઓની તૌરાત જુઓ. એના ઉતરાણના સૈકાઓ પછી યહૂદીઓએ એનું સંપાદન કર્યું છે. હકીકતમાં તૌરાત હઝરત મૂસા અલૈહિસ્સલામ ઉપર હિબ્રુ ભાષામાં ઊતરી હતી. સદીઓ પછી એને લિખિત સ્વરૂપ આપવામાં આવ્યું.

પછી આ લિખિત સંગ્રહ નાશ પામ્યું. લેટિન અને ગ્રીક ભાષાના બાઈબલ જ બાકી રહ્યા. પછી આ ભાષાઓમાં તૌરાતના અનુવાદ ઉપરથી યહૂદીઓએ ફરીથી હિબ્રુ ભાષામાં રૂપાંતર કર્યાં. આમ અનુવાદ ઉપરથી મૂળ ભાષામાં તબદીલ કરવામાં આવેલા ગ્રંથની શી હાલત હશે એ સૌ કોઈ સમજી શકે છે. મૃત-સમુદ્ર (Dead Sea) નજીક કિમરાનની ગુફામાં જે હિબ્રુ ભાષામાં લખેલા પાના (Scrolls) મળ્યા છે તે પણ માત્ર બાઈબલના અમુક ભાગો જ છે. આ બાઈબલનું આધુનિકતમ સંશોધન છે.

જો કોઈ ગ્રંથ અનુવાદોથી પર પોતાની ઊતરેલી મૂળ ભાષામાં જ અસ્તિત્વમાં છે તો આ બહુમાન માત્ર કુર્આનમજીદને જ પ્રાપ્ત છે.

હઝરત ઈસા અલૈહિસ્સલામ ઉપર ઊતરેલું ગ્રંથ સુરયાની ભાષાની એક બોલી 'અરબી' ભાષામાં હતું. પરંતુ આને સૌ પ્રથમ ગ્રીક ભાષામાં લખવામાં આવ્યું. પછી ગ્રીકમાંથી લેટિન ભાષામાં અનુવાદ કરવામાં આવ્યું. તે પછી વિવિધ ભાષાઓમાં. આમ બાઈબલ પોતાની મૂળ ભાષામાં અસ્તિત્વમાં નથી બલ્કે અનુવાદની ભાષામાં જ આપણી પાસે છે.

પરંતુ કુર્આનમજીદ જે ભાષામાં ઊતર્યું હતું એ જ ભાષામાં આજે પણ આપણી સમક્ષ છે.

કુર્આનમજીદના એક અન્ય ખાસ ગુણ ઉપર નજર નાખો :

- હિંદુ ધર્મના વેદો પોતાની અસલ ભાષાને બદલે સંસ્કૃતમાં લખાયા પરંતુ સંસ્કૃત પણ આજે બોલચાલની ભાષા નથી.
- યહૂદીઓના ધાર્મિક ગ્રંથની ભાષા હિબ્રુ પણ સદીઓ સુધી વ્યવહારમાં વપરાતી ન હતી. (ઈઝરાયલે આ ભાષાને ફરીથી પોતાની પ્રજા પર ઠોકી બેસાડી.)
- આવી રીતે હઝરત ઈસા અલૈહિસ્સલામની ભાષા 'આરામી' અને ગૌતમ બુદ્ધની ભાષા 'પાલી' બંને આજે વ્યવહારમાં વપરાતી નથી.

જે જે ભાષાઓમાં આકાશી પુસ્તકો ઊતર્યાં છે તે બધી જ ભાષાઓ આજે મૃત બની ગઈ છે. આનાથી ઊલ્ટું કુર્આન અને એકમાત્ર કુર્આન જ બોલચાલમાં વપરાતી જીવંત ભાષામાં જીવંત ગ્રંથના રૂપમાં આપણી સમક્ષ મૌજૂદ છે.

કુર્આનમજીદના એક અન્ય ગુણને પણ જરા જુઓ :

- ચાર વેદ
- યહૂદીઓનો ગ્રંથ તૌરાત

● હઝરત મસીહ અલૈહિસ્સલામની ઇંજીલ

● ગૌતમ બુદ્ધનું ગ્રંથ તમ્આ બુદ્દમ

આ બધા જ ગ્રંથો જે મહાન વ્યક્તિઓને મળ્યા હતા એ હસ્તીઓના અવસાન પછી ઘણા સમયે એમનું સંપાદન થયું; પરંતુ કુર્આન અને માત્ર કુર્આન જ એ ગ્રંથ છે જેનું તાત્કાલિક સંપાદન કરવામાં આવ્યું અને જેમ જેમ ઊતરતું ગયું તેમ તેમ એનું સંપાદન અને લેખન કામ થતું ગયું.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ આ કામ ઉપર દેખરેખ રાખતા રહ્યા અને આની તરફ વિશેષ ધ્યાન આપતા રહ્યા. આપની વફાત પછી તરત જ પ્રથમ ખલીફા હઝરત અબૂબક્ર રદિ.એ સંપૂર્ણ કુર્આનને હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે બતાવેલા ક્રમમાં એક ગ્રંથના રૂપમાં એકત્રિત કરાવી દીધું. આ કામ એમણે કુર્આનમજીદની સુરક્ષાને દૃષ્ટિ સમક્ષ રાખીને જ કર્યું. જ્યારે કુર્આન ઊતરી રહ્યું હતું ત્યારે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સહાબીઓ એને ચર્મપત્રો અને પાંદડાં ઉપર લખતાં ગયાં અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને સંભળાવતા ગયાં. આમ કુર્આનને સાચી રીતે બરાબર લખાવવા માટે પૂરેપૂરી વ્યવસ્થા કરવામાં આવી.

જેમ જેમ ગ્રંથ ઊતરતું ગયું તેમ તેમ ખાસ પ્રકારની તકેદારી અને વ્યવસ્થા દ્વારા એના લેખનની કામગીરી થતી રહી. આટઆટલી તકેદારી અને વ્યવસ્થિત રીતે લખાનાર ગ્રંથ એકમાત્ર કુર્આનમજીદ છે.



# એ ગ્રંથ જે કોઈનાથી ગુપ્ત ન રખાયું !

કુર્આનમજીદની દરેકે દરેક આયતો અલ્લાહતઆલા તરફથી ઊતરેલી છે. વેદોમાં ખુદાની પ્રશંસામાં ગાયેલાં માનવ-રચિત ગીતો છે. તૌરાતમાં બની ઇસરાઈલનો ઇતિહાસ અને નબીઓના ઉપદેશો પણ દાખલ કરી દેવામાં આવ્યા છે. ઇંજીલમાં ઇતિહાસ પણ છે અને નબીઓ અને સુધારકોના ઉપદેશો અને બોધવચનો પણ.

પરંતુ કુર્આનમજીદ એ ગ્રંથ છે જેમાં બધી જ આયતો અલ્લાહ તરફથી છે, માનવીઓની સુધારણા માટે, માનવીઓને ગફલતમાંથી જાગૃત કરવા માટે, માનવીઓને શિખામણ આપવા માટે, આમાં ઐતિહાસિક બનાવો પણ, મનુષ્યો અને સૃષ્ટિ તરફના સંકેતો અને જ્ઞાન તથા વિવેકથી પરિપૂર્ણ ઉપદેશ પણ જોવા મળે છે. પરંતુ એ બધું જ અલ્લાહતઆલા તરફથી ઊતરેલું છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ કે બીજા કોઈની તરફથી આની અંદર કંઈ પણ દાખલ કરવામાં આવ્યું નથી.

નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના પોતાના વચનો (શબ્દો) અને અમલ (આચરણ) તેમજ ઉપદેશ-બોધનું અલગ સંપાદન કરવામાં આવ્યું છે. આમાંથી કોઈ પણ વસ્તુને કુર્આનમાં દાખલ કરવામાં આવી નથી. આવી રીતે કોઈ પણ જાતની ભેળસેળ વિના અલ્લાહના શબ્દોનો સંગ્રહ કુર્આનમજીદ છે.

બીજા ધર્મોના ગ્રંથો અમુક નિશ્ચિત વર્ગોને વાંચવા માટે હોય છે. દા.ત. બ્રાહ્મણ, આચાર્યો અને ભિક્ષુ વિગેરે.

વેદનો એક અર્થ ગુપ્ત રાખવાની વસ્તુ એમ પણ થાય છે અર્થાત્ જેને સામાન્ય લોકોની નજરથી છૂપું રાખવું જોઈએ. ખુદાના શબ્દો ખુદાના તમામ બંદાઓ માટે હોય, કોઈ પણ ભેદભાવ વિના બધા જ લોકો માટે હોય, સૌને વાંચવા માટે, સૌને કંઠસ્થ કરવા માટે હોય, આ આદેશ માત્ર કુર્આન આપે છે. કુર્આનના 'હાફિઝ' હોય એવા માણસો સેંકડો ને હજ્જારોની સંખ્યામાં દરેક જમાનામાં થયા છે. આ વિશેષતા પણ આ ગ્રંથ (કુર્આનને) જ પ્રાપ્ત છે.

ઇતિહાસ જોતાં જણાય છે કે કેટલાક લોકોને વેદ વાંચવા કે સાંભળવા બદલ

સજાપાત્ર ઠેરવવામાં આવ્યા છે અને સજાઓ આપવામાં પણ આવી છે. આનાથી ઊલ્ટું કુર્આનની આ ખૂબી છે કે તે કહે છે કે આ શબ્દો અલ્લાહ તરફથી છે અને એમનું સાંભળવું દરેકને માટે જરૂરી અને સૌભાગ્યની વાત છે.

ઇતિહાસમાં જોતાં જણાય છે કે થીરૂ કોટ્ટીયુના મંદિર નજીક વેદપઠન કરવાના અપરાધમાં રામાનુજને ઈજાઓ પહોંચાડવામાં આવી.

કુર્આનની તાલીમ તો આ છે કે બીજાઓને માટે એવી તક ઉપલબ્ધ કરવામાં આવે કે જેથી તેઓ અલ્લાહનો કલામ (વાણી) સાંભળે જેથી તેમને માર્ગદર્શન મળે.

વેદના વિવરણકર્તા આદિ શંકરાચાર્યનો એમની માતાના અવસાન વખતે સમાજે બહિષ્કાર કર્યો હતો. બીજી તરફ કુર્આન મૌખિક વાંચનાર હઝરત અલી રદિ.ને બાબુલ ઇલ્મ (જ્ઞાનનો દ્વાર)નો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો. અલ્લાહનો ગ્રંથ એના બંદાઓ માટે છે અને લોકોએ એ વાંચવો જોઈએ. આ ફરજની તાલીમ ખૂબ તાકીદપૂર્વક એકમાત્ર ઇસ્લામ જ આપે છે.

આ તાલીમ અને તાકીદની અસરના પરિણામ સ્વરૂપ કુર્આન નાશ થવાથી બચી ગયો. આજે મોરોક્કોથી ઇરાક સુધી ૨૦ કરોડ લોકોની રોજબરોજના વ્યવહારની ભાષા અરબી છે કે જે કુર્આનની ભાષા છે.

કુર્આને દુનિયાના માનવોને પણ જીવન સંદેશ આપ્યો અને સાથે જ અરબીને પણ જીવંત ભાષા પણ બનાવી દીધી.

કેટલાક (આકાશી ગ્રંથો) જેમાં પાછળથી ફેરફાર કરવામાં આવ્યા માનવજીવન અંગે બિનજરૂરી વાતો રજૂ કરે છે, જે ઘણી જાતની ગૂંચવણો પેદા કરે છે. બીજા પ્રકારના ધર્મગ્રંથો એવા છે જે માનવી અને તેની સમસ્યાઓને કોઈ સ્પર્શ કરતા નથી બલ્કે તત્ત્વજ્ઞાન દ્વારા ઊભી કરવામાં આવેલ છેતરપિંડી જણાય છે. આગળ વર્ણવેલ ગ્રંથો મનુષ્યને બિનજરૂરી રીતે બંધનોમાં બાંધે છે અને પાછળના ગ્રંથો મનુષ્યને સ્વચ્છંદી અને આઝાદ બનાવી દે છે. આનાથી ઊલ્ટું, કુર્આનમજીદની પોતાની એક આગવી શાન છે. આ ગ્રંથ એક તરફ તો પાયાની માન્યતાઓ અને વિચારસરણીઓની તાલીમ આપે છે અને બીજી તરફ એ કાયદા અને નિયમો તેમજ અલ્લાહની એ હદોની જાણકારી આપે છે જેનું પાલન કરવું અનિવાર્ય છે. અકીદાઓ, માન્યતાઓ અને પ્રતિબંધિત બાબતો નક્કી કર્યા પછી માનવીને ચિંતન અને અમલીકરણની સ્વતંત્રતા આપે છે કે તે કુર્આનના સ્વભાવને અનુરૂપ રહી

પોતાનું કામ કરે. આવી રીતે પાયાના સિદ્ધાંતોને વળગી રહીને ગૌણ બાબતોમાં વિચાર-અમલની સ્વતંત્રતા આપનાર ગ્રંથ એકમાત્ર કુર્આનમજીદ છે.

'નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમથી વધારે મામલાઓમાં સલાહ અને ચર્ચા-વિચારણા કરનાર અમે કોઈને જોયો નથી' અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સાથીઓએ આપની સેવામાં આ શ્રદ્ધાંજલિ આપી છે. આ વિશિષ્ટ ગુણ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને કુર્આનની બરકતના લીધે પ્રાપ્ત થયો.

આપણે જોઈએ છીએ કે સામાન્ય ધાર્મિક પુસ્તકો શાસકો, જાગીરદારો અને બળવાનના હાથ મજબૂત કરી રહ્યા છે, અને નબળા તથા અશક્ત લોકો ઉપર જુલ્મ કરવામાં સહાયક નીવડી રહ્યા છે. પરંતુ કુર્આનમજીદ એ 'અલ કિતાબ' છે જે નબળાને સહારો આપે છે અને અત્યાચારીઓને મજબૂત પકડમાં લે છે. કોઈ પણ અતિશયોક્તિ વગર કુર્આનમજીદને માનવ અધિકારોનો ખતપત્ર/મેગ્નાકાર્ટા ગણાવી શકાય.



## માનવજાતિનો મેગ્નાકાર્ટા

સામાન્ય રીતે ધાર્મિક ગ્રંથો દાવો તો એવો કરતા હોય છે કે તેઓ મનુષ્યને ખુદા સાથે મિલાવે છે પરંતુ વ્યવહારમાં જોવામાં એમ આવ્યું છે કે તેઓ મનુષ્યોને રાજાઓ, જાગીરદારો અને પૂજારીઓની આગળ ઝુકાવી દે છે અને પ્રજાના હાથોમાં બેડીઓ પહેરાવવા અને તેમને લાચાર બનાવી દેવાનું કામ પણ આ જ ગ્રંથો કરે છે.

શાસકોને ઈશ્વરના અવતાર, પ્રતિનિધિ અને ઝિલ્લેઈલાહી (ઈશ્વરનો પડછાયો)ના ઈલ્કાબો અપાવવામાં આવ્યા. અમુક ગ્રંથોમાં તો માનવ-સ્વતંત્રતાની માત્ર વાત જ કહેવામાં આવી છે, પરંતુ વ્યવહારમાં માનવીને માનવીની ગુલામીમાંથી મુક્તિ આપવામાં તેઓ નિષ્ફળ રહ્યા છે. બીજી તરફ આપણે એ જોઈએ છીએ કે કુર્આનમજીદ જોરશોરથી કહે છે કે માનવીને માનવીની ગુલામી

કરવી જોઈએ નહીં. મનુષ્યે મનુષ્યને આજ્ઞાધીન ન થવું જોઈએ, માનવીએ માનવીની પૂજા ન કરવી જોઈએ. એક મનુષ્યે બીજા મનુષ્ય સમક્ષ હાથ લાંબો ન કરવો જોઈએ. કુર્આને આ તાલીમને એટલી દઢતાપૂર્વક વર્ણવી છે કે એના માનનારાઓની નસોમાં આ વિચારો લોહી બનીને દોડવા લાગ્યા. આવી રીતે કુર્આને પૂજાની, ગુલામીની, આજ્ઞાપાલન અને સહકારની હક્કદાર એકમાત્ર અલ્લાહની હસ્તીને જ ઠરાવી છે.

આ તાલીમને અપનાવવાથી શું થાય છે અને ખરેખર અમલથી શું થયું ? માનવી ઉપરથી માનવીનું ઈશ્વરીય (ખુદાઈ) મિટાવી દેવામાં આવ્યું, માનવી ઉપર માનવીના જુલ્મ અને અત્યાચાર ખતમ કરવામાં આવ્યા, માનવચિંતન અને તેના વિકાસ આડે આવતી રુકાવટોનો ભુક્કો બોલાવી દેવામાં આવ્યો.

માનવીને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થઈ, પ્રત્યેક આત્મ સન્માનીની આંખ ઊઘડી, માનવ-જીવનમાંથી અંધારા દૂર થયા અને એક પ્રકાશનું કિરણ ફૂટી નીકળ્યું...

માનવ-ચિંતનના બગીચામાં પ્રભાતના પવનની લહેર આવી. માનવી આનંદ અને હર્ષથી નાચવા લાગ્યો. માનવી ઉપરથી માનવીની ખુદાઈને સંપૂર્ણપણે સમાપ્ત કરવાની અદ્વિતીય સફળતા જે ગ્રંથના ભાગે આવી એ ગ્રંથનું નામ છે કુર્આનમજીદ !

આનાથી ઉચ્ચતર માનવ-હક્કોનું ખતપત્ર માનવજાતિએ ક્યારેય જોયું નથી. મેગ્નાકાર્ટાથી કેટલુંય વધારે, ઘણું મહાન, માનવ-હક્કોનું ખતપત્ર જો કોઈ છે તો તે આ કુર્આનમજીદનો ગ્રંથ છે !

આ ખતપત્રે ગુલામોના હાથની બેડીઓ તોડી, તમામ માનવોને એક જ પંક્તિમાં સમાન અધિકારો સાથે ઊભા કરી દીધા, માનવ-સ્વતંત્રતાનો આ ખતપત્ર, આ રોશન મિનારો તમામ માનવ-સમાજને ઉદ્‌બોધીને કહે છે કે :

"મનુષ્યો ! અમે તમને એક જ પુરુષ અને સ્ત્રીમાંથી પેદા કર્યા અને પછી તમારી કોમો અને જ્ઞાતિઓ બનાવી દીધી જેથી તમે એકબીજાને ઓળખો." (સૂર: અલ હુજુરાત-૧૩)

આ તાલીમે માનવીને બતાવ્યું કે માનવજાતિ એક કુટુંબ છે, એકબીજાને ઓળખવા માટે જ કબીલા, જ્ઞાતિઓ અને વંશો બન્યા છે.

- જન્મના આધારે ઊંચનીચ
- કબીલાના આધારે ઊંચનીચ

● કુટુંબના આધારે ઊંચનીચ

આ તમામ ભેદભાવોને જડમૂળમાંથી ઉખેડી ફેંકી દેવામાં આવ્યા. તમામ મનુષ્યો સ્વતંત્ર જન્મ્યા છે અને તેઓ બધા સમાન હક્કો અને સમાન જીવનના અધિકારી છે. અહીં પ્રશ્ન એ ઊભો થાય છે કે માનવીને બીજાઓની સત્તામાંથી છોડાવીને અને સમાન અધિકારો બક્ષીને શું કુર્આને એમને નિરંકુશ છોડી દીધા ? શું એમને વિદ્રોહી બનાવી દીધા ? શું એમને જવાબદારીઓમાંથી મુક્ત કરી દીધા ? નહીં, નહીં, હરગિજ નહીં !

કુર્આને અલ્લાહનો ડર (તકવા) અપનાવવાની તાકીદ કરી, અને શિખામણ આપી, અને આદેશ આપ્યો કે માત્ર એક અલ્લાહથી ડરો, બીજાથી ન ડરો. આ તાલીમ આપીને અલ્લાહનો ડર દિલમાં બેસાડી માત્ર ખુદાઈ કાનૂન સામે ઝૂકવાની હિંમત કુર્આને માનવીને અર્પી.

અત્યાચારી શાસકો, અન્યાયી કાયદાઓ, શોષણ કરનારાઓ, યુદ્ધ, રોગચાળા, મૃત્યુ, ગરીબી ને નિર્ધનતા અને કીર્તિનો ઘટાડો આ તમામ ભયોથી નિર્ભય બનવાની અને ન ગભરાવાની તેમજ એમનાથી ડગી ન જવાની તાલીમ અને કેળવણી આપીને કુર્આને માનવીને બહાદુર, મોભાદાર અને પ્રતિષ્ઠિત બનાવી દીધો. માનવીને આ મહાન ઇનામોથી માલામાલ કરનારૂં એક જ ગ્રંથ છે અને તે છે કુર્આનમજીદ ! રણપ્રદેશના ખોળામાં ઉછરેલા આરબો પોતપોતાના કબીલાઓની આંતરિક લડાઈઓમાં વ્યસ્ત હતા, સમકાલીન માનવજગતની સભ્યતા અને સંસ્કૃતિની હવા પણ એમની પાસેથી પસાર થઈ ન હતી, પણ આ ઈશગ્રંથે એવી કોમને રીતભાત અને સભ્યતાથી સુસજ્જ કરીને દુનિયા ઉપર રાજ્ય કરવાનું ડહાપણ અને ચતુરાઈ તેમજ યુક્તિ અર્પીને તેમને બધી રીતે શૂરવીરોના શૂરવીર બનાવી દીધા.

આ મહાન સિદ્ધિ હકીકતમાં કુર્આનની ક્રાંતિકારી તાલીમનું જ પરિણામ હતું. અને આ હકીકતનું એલાન હું સહેજ પણ ખચકાટ વિના હિમાલયના શિખરો ઉપર ઊભા રહીને કરવા માટે તૈયાર છું.

આ સ્પષ્ટગ્રંથ (કિતાબે-મુબીન)નું એક લક્ષણ આ છે કે હંમેશાં ન્યાય ઉપર કાયમ રહેવા તેમજ ક્યારેય પણ ન્યાયનું પાલવ છૂટવા કે ભુલાવી દેનારને આખિરતની પીડાકારી સજાથી પણ ડરાવવામાં આવ્યો છે. તમારા પોતાના સગાનો મામલો હોય તો પણ તેને ખાતર ન્યાય ન ચૂકો એની તાકીદ કુર્આન કરે છે. આ જ

ન્યાયની તાલીમનો પ્રભાવ છે કે ઇસ્લામી રાજ્યકાળના અનુપમ એવા ન્યાયના નમૂના ઇતિહાસના પાને સુરક્ષિત છે.

માનવીની આઝાદી, માનવ-સમાનતા અને ન્યાય, આ ત્રણ સર્વશ્રેષ્ઠ પાયાના સિદ્ધાંતો ઉપર કુર્આનમજીદ માનવસમાજની રચના કરે છે.

કુર્આનનું એક વધુ વિશિષ્ટ ગુણ જુઓ :

ઘણા ધાર્મિક ગ્રંથો માનવીના સાંસારિક જીવનને પાપનું જીવન કહે છે, આનાથી જેમ બને તેમ જલ્દી છૂટી જવાની, એનો ત્યાગ કરવાની અને તેને છોડી દેવાની શિખામણ આપે છે.

આનાથી ઊલ્ટું કુર્આન એમ કહે છે કે માનવી અલ્લાહનું સર્વશ્રેષ્ઠ સર્જન છે. તે જીવનમાં માનવીની ફરજોના મહત્ત્વનું ભાન કરાવે છે. એ કર્મોને કદરની નજરે નિહાળે છે, અને જીવનમાં એ કામો કરવા માટે ભારપૂર્વક તાકીદ કરે છે અને કહે છે કે આ ફરજો પૂરી કરવાથી તમને સંપૂર્ણ જીવન પ્રાપ્ત થશે અને જીવનમાં સુંદરતા અને આકર્ષણ પેદા થશે. માનવજીવનને આદરની નજરથી અને ઇજ્જતપૂર્વક જોનારો ગ્રંથ કુર્આનમજીદ છે.

તે જીવન-સંગ્રામથી ભાગવાની શિખામણ આપતું નથી. પણ આ પુસ્તક તો કહે છે કે જીવનના આ જ સંઘર્ષ દ્વારા પૂર્ણજીવન માનવીને પ્રાપ્ત થઈ શકે છે.

આવા વિશિષ્ટ ગુણોથી ભરેલો આ ગ્રંથ ચોક્કસ અલ કિતાબ છે.

આવી નેઅ્મતો આપનારો આ ગ્રંથ ખાત્રીપૂર્વક પવિત્ર (મુકદ્દસ) ગ્રંથ છે.

આવી મહાનતાઓ સુધી પહોંચાડનારો આ ગ્રંથ નિઃશંક મહાન ગ્રંથ છે.



# પયગમ્બરો મનુષ્યો જ હોય છે !

મનુષ્યની અંદર સચ્ચાઈ, નૈતિકતા અને માન-મર્યાદા વિગેરે ગુણો પેદા કરવા માટે અને તેમની તાલીમ આપવા માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ઉઠાવવામાં આવ્યા. આપે ઘણી સાદાઈપૂર્વક આ મહાન તાલીમ, ડહાપણથી ભરેલી તાલીમ મનુષ્યોને આપી.

ફલાણો માણસ ઈશ્વરનો અવતાર છે, ફલાણો ખુદાનો અંશ છે, એવા દાવા સાથે જ ધર્મો ઊભા થયા એમને દુનિયાએ માન્યા અને એમનું અનુસરણ કરવાનો પ્રયાસ કર્યો. પરંતુ ઇસ્લામમાં આપણે જોઈએ છીએ કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ન તો ખુદા કહેવામાં આવે છે, ન તો ખુદાનો પુત્ર કે પછી ખુદાના અવતાર !

નબીએ કરીમ સ.અ.વ. સાવ સીધાસાદા માનવી દેખાય છે પરંતુ છે એક નેક ઈન્સાન, ઉચ્ચ નીતિ-મત્તાના માલિક ! કુર્આન એલાન કરે છે કે :

"હે નબી ! કહો કે હું તો માત્ર એક માનવી છું, તમારા જેવો, મારી તરફ વહી મોકલવામાં આવે છે કે તમારો ખુદા માત્ર એક જ ખુદા છે." (સૂરઃ કહફ-૧૧)

કુર્આનમાં અનેક જગ્યાએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના મોઢે આ ઘોષણા કરવામાં આવી છે કે તેઓ કહે કે તેઓ એક માનવી છે, પાકબાઝ માનવી !

- હું કોઈ ચમત્કાર દેખાડીશ નહીં.
- મારી પાસે આકાશોના ખજાના નથી.
- હું અદૃશ્યની વાતો નથી જાણતો.
- હું માનવી છું, તમારા જેવો જ માનવી.

આ દાવાઓ સાથે જો કોઈએ કોઈ ધર્મ સ્થાપ્યો હોય તો તે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની આદરણીય હસ્તી છે. કુર્આન સાફ શબ્દોમાં કહે છે કે :

"તમે મડદાને સંભળાવી શકતા નથી, ન તો એ બહેરાઓ સુધી પોતાનો અવાજ પહોંચાડી શકો છો જે પૂંઠ ફેરવીને ભાગી રહ્યા હોય અને ન તો આંધળાને રસ્તો

દેખાડીને ભટકવાથી બચાવી શકો છો. તમે તો પોતાની વાત એ જ લોકોને સંભળાવી શકો છો જે અમારી આયતો ઉપર ઈમાન લાવે છે અને પછી આજ્ઞાંકિત બની જાય છે." (સૂરઃ નમલ-૮૦-૮૧)

આમ એક વાત સ્પષ્ટ થઈ જાય છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે કોઈ ચમત્કાર દેખાડવાનો પ્રયાસ ન કર્યો, તેમજ ખુદાનો વંશ હોવાનો દાવો પણ ન કર્યો. સીધો રસ્તો ચીંધવા માટે મોકલવામાં આવેલા તેઓ એક માનવી જ હતા.

આ વાત માત્ર આટલી જ નથી. કુર્આન કહે છે કે આ સીધા માર્ગથી જો નબીએ કરીમ પણ ચલિત થાય તો કોઈ શક્તિ એવી નથી જે એમને અલ્લાહના પ્રકોપથી બચાવી શકે.

"અને જો તમે એ જ્ઞાન હોવા છતાં જે તમારી પાસે આવી ગયું છે આ (અધર્મીઓ)ની ઇચ્છાઓનું અનુસરણ કર્યું તો નિઃશંક તમારી ગણના જુલ્મીઓમાં થશે." (સૂરઃ બકરહ-૧૪૫)

કુર્આન ફરીથી કહે છે, "નહીં તો એ જ્ઞાન પછી જે તમારી પાસે આવી ચૂક્યું છે જો તમે આ (અધર્મીઓ)ની ઇચ્છાઓનું અનુસરણ કર્યું તો અલ્લાહની પકડમાંથી બચાવનાર કોઈ મિત્ર કે મદદગાર તમારા માટે નથી." (સૂરઃ બકરહ-૧૨૦)

જ્યારે આપણે આ આયતો વાંચીએ છીએ તો હૃદય ધ્રૂજી ઊઠે છે, માનવતા માટે જેને **'ઉસ્વએ હસનહ'** (આદર્શ નમૂનો) કહેવામાં આવ્યો છે, શું તે અલ્લાહને છોડીને પોતાની ઇચ્છાનું અનુસરણ કરી શકે છે કે તે સજાને પાત્ર બને ? હરગિજ નહીં, આવું કદાપિ ન થઈ શકે !! આમ છતાં કુર્આન સાફ શબ્દોમાં ચેતવણી આપે છે કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમથી પણ ભૂલ થઈ જાય તો આપને અલ્લાહની પકડમાંથી બચાવનાર કોઈ મિત્ર કે મદદગાર નહીં હોય.

શું કોઈ ધાર્મિક ગ્રંથોમાં તેના લાવનારને આટલા ચોખ્ખા શબ્દોમાં અને સ્પષ્ટ ચેતવણી આપવામાં આવી છે ? હું કહીશ કે બિલકુલ નહીં !

"હું એક માનવી છું, તમારા જેવો, હું પણ ભૂલ કરૂં તો અલ્લાહને ત્યાં પકડાઈશ." આવા દાવા સાથે કોઈ એ ધર્મ પ્રસ્થાપિત કર્યો હોય તો તે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ છે. કોઈ ધર્મ જો આવો પયગમ્બર આપી શક્યો હોય તો તે માત્ર ઈસ્લામ ધર્મ છે.

આ ઉપરાંત આની સાથે એક આશ્ચર્યજનક વાત આ પણ છે કે જે આપણને સામાન્ય ધર્મોના ઇતિહાસમાં ક્યાંય દેખાતી નથી. હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ

વસલ્લમને આપના જીવનકાળમાં પણ માનવી જ માનવામાં આવ્યા અને અવસાન પછી પણ આજ સુધી માનવી જ માનવામાં આવે છે, તેમજ કયામત સુધી માનવી જ માનવામાં આવશે.

કેટલાય ધર્મોના વડાઓ માનવીની જેમ જન્મ્યા, જીવન માનવીની હેસિયતથી જીવ્યા, માનવ સમાજમાં સુધારણા અને ભલાઈના કામ કર્યા અને પછી અવસાન પામ્યા, પરંતુ એમની આંખો મીંચાતાં જ એમને ખુદાનો દરજ્જો આપી દેવામાં આવ્યો.

ગૌતમ બુદ્ધનો દાખલો લો. તેઓ જન્મ્યા તો માનવી તરીકે હતા, હા, એ ખરૂં છે કે તેઓ નેક કાર્યો કરતા હતા અને ભલાઈની શીખ આપતા હતા. પરંતુ જેવી એમની આંખ બંધ થઈ કે તેમને ખુદા બનાવી દેવામાં આવ્યા. પરંતુ ઈસ્લામમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની આદરણીય હસ્તીને ક્યારેય ખુદાનો દરજ્જો આપવામાં આવ્યો નથી. તેઓ બસ માનવી હતા. મહાન નીતિ-મત્તાથી સુસજ્જ માનવી અને પયગમ્બર હોવાની હેસિયતથી તમામ માનવજાતિ માટે ઉસ્વએ હસનહ, શ્રેષ્ઠ નમૂનો.

આ જ હેસિયતથી આપની પ્રશંસા અને ગુણગાન પાછલા ચૌદસો વરસથી કરવામાં આવે છે. ઉપાસ્યનો દરજ્જો આપને આપવામાં આવ્યો નથી.



## ઈસ્લામ અન્ના દુરાઈની નજરે.....

તામિલનાડુના ભૂતપૂર્વ મુખ્યપ્રધાન અન્ના દુરાઈએ ૭મી ઓક્ટોબર ૧૯૫૭ના રોજ સીરત (જીવન ચરિત્ર)ના વિષય ઉપર એક પ્રવચન આપ્યું હતું જે અત્રે પ્રસ્તુત કરવું ઉપયોગી રહેશે. પોતાના પ્રવચનમાં અન્ના દુરાઈએ કહ્યું હતું કે :

ઈસ્લામના સિદ્ધાંતો અને માન્યતાઓની જેટલી જરૂર છઠ્ઠી સદીમાં દુનિયાને હતી, એના કરતાં કેટલીય વધુ તેની જરૂરત આજની દુનિયાને છે જે ભિન્ન ભિન્ન વિચારસરણીઓની શોધમાં ભટકી રહી છે અને ક્યાંય એને શાંતિ મળી ન શકી.

ઈસ્લામ માત્ર એક ધર્મ નથી બલ્કે તે એક જીવનની વિચારધારા અને શ્રેષ્ઠ

જીવન-વ્યવસ્થા છે. આ જીવન-વ્યવસ્થાને દુનિયાના ઘણા દેશોએ અપનાવેલી છે. મારા પોતાના ધાર્મિક ખ્યાલો અને સીરતની આ સભામાં મારી હાજરી દરમ્યાન કોઈ વિરોધાભાસ નથી. ઈસ્લામને આ સભામાં મારી હાજરી દરમ્યાન કોઈ વિરોધાભાસ નથી. ઈસ્લામને એક જીવન-વ્યવસ્થા તરીકે સમજીને જ હું આ સભામાં હાજર થયો છું.

જીવન સંબંધી ઈસ્લામી દૃષ્ટિકોણ અને ઈસ્લામી જીવન-વ્યવસ્થાના આપણે શા માટે પ્રશંસક છીએ ? માત્ર એટલા માટે કે ઈસ્લામી જીવન સિદ્ધાંત માનવીના મગજમાં પેદા થનારી શંકા-કુશંકાઓનો જવાબ ખૂબીપૂર્વક આપે છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના શિક્ષણમાં મોખરે આ તાલીમ છે : અલ્લાહની સાથે કોઈને ભાગીદાર બનાવવામાં આવે નહીં. આ તાલીમની હું હૃદયપૂર્વક કદર કરૂં છું અને આભારની દૃષ્ટિથી જોઉં છું. આ તાલીમની આટલી કદર શા માટે કરવી જોઈએ ? એટલા માટે કે આ તાલીમ માનવીય માનસને ચિંતન કરવા માટે ફરજ પાડે છે અને વિચારવા માટે પ્રોત્સાહન આપે છે.

અલ્લાહની સાથે કોઈને ભાગીદાર બનાવવામાં ન આવે. શા માટે ન બનાવવામાં આવે ? અલ્લાહની હસ્તી અને તેના ગુણો શું છે ? મનુષ્ય માટે આ તમામ પ્રશ્નો ઉપર વિચારવા માટેની સામગ્રી આ તાલીમ પૂરી પાડે છે.

એક તમિળ બુદ્ધિજીવીએ કહ્યું છે કે :

જેણે જોયું તેણે મેળવ્યું નહીં
જેણે મેળવ્યું તેણે જોયું નહીં
જેણે જોયું તેણે કહ્યું નહીં
જેણે કહ્યું તેણે જોયું નહીં.

અલ્લાહના ગુણો અસીમ છે. એમાં ખોવાઈ જવું અને સતત તેમાં આગળ વધવું જ ઉત્તમ છે. અલ્લાહની સાથે કોઈને ભાગીદાર ન બનાવવાનો અર્થ આ છે કે કોઈને અલ્લાહની સમકક્ષ ગણીએ. અલ્લાહનો ભાગીદાર કોણ હોઈ શકે ? એટલા માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે શિર્ક કરવાની મનાઈ ફરમાવી છે.

અન્ય ધર્મોમાં શિર્કના શિક્ષણની છૂટ હોવાથી આપણા જેવા લોકોને વિવિધ પ્રકારનું નુકસાન વેઠવું પડ્યું છે. શિર્કના રસ્તા બંધ કરીને ઈસ્લામ મનુષ્યને બુલંદી અને ઉચ્ચતા એનાયત કરે છે અને પછાતપણા અને અજ્ઞાનતાના ભયંકર

પરિણામોથી મુક્તિ અપાવે છે.

ઈસ્લામ ધર્મ મનુષ્યને પૂર્ણ અને ભલો માનવી બનાવે છે. અલ્લાહે જે શિખરો પર પહોંચવા માટે મનુષ્યને પેદા કર્યો છે એ બુલંદીઓને પામવાની અને એટલે સુધી પહોંચવાની શક્તિ અને લાયકાત મનુષ્યની અંદર ઈસ્લામ વડે પેદા થાય છે.

અલ્લાહ પ્રકટ થઈને 'મને અલ્લાહ માની લે' એવો હુકમ મનુષ્યને આપી શકતો હતો. એ સંજોગોમાં મનુષ્ય માટે પોતાની વિચાર-શક્તિનો ઉપયોગ કરવાની કોઈ તક રહેત નહીં. આવી રીતે મનુષ્યની વિચાર-શક્તિને સખત આઘાત પહોંચતો અને મનુષ્ય માનસિક અને વૈચારિક પ્રગતિથી વંચિત રહી જાત. પરંતુ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને મોકલીને એમની મારફત જ્યારે અલ્લાહે આ સંદેશ પહોંચાડ્યો કે "આ મારા તરફથી મોકલવામાં આવેલા રસૂલ છે. તો એ જરૂરી બની ગયું કે મનુષ્ય વિચાર કરે. શું નબુવ્વત (પયગમ્બરી)નો દાવો કરનાર આ માણસને હકીકતમાં અલ્લાહે મોકલ્યો છે ? શું એની અંદર એ ઉચ્ચ ગુણો મોજૂદ છે જેની અંદર હોવા જોઈએ ? આ તમામ બાબતો ઉપર વિચારવા માટે મનુષ્ય મજબૂર હોય છે. એક તમિળ કવિ કહે છે :

જ્ઞાન અને ઓળખ જ ખુદા છે
ખુદા જ જ્ઞાન અને ઓળખ છે

સાચું જ્ઞાન અને ઓળખ ખરેખર મનુષ્યને ખુદાની ઓળખાણ કરાવે છે. ખુદાથી બેપરવા લોકો જ્ઞાન અને ઓળખથી તદ્દન ખાલી હોય છે. પછી ભલેને એમને એમના જ્ઞાનનો ગમે તેટલો દાવો કેમ ન હોય !

ઈસ્લામની એક બીજી ખૂબી આ છે કે તેને જેણે અપનાવ્યું તે નાત-જાતના ભેદભાવને ભૂલી ગયો.

મદગતૂર (આ તામિલનાડનું એક ગામડું છે જ્યાં સવર્ણો અને નીચી જાતિના લોકો વચ્ચે ભયાનક હુલ્લડો થયા હતા)માં એકબીજાના માથા કાપનારાઓ જ્યારે ઈસ્લામ કબૂલ કરવા લાગ્યા તો ઈસ્લામે એમને ભાઈઓ બનાવી દીધા. તમામ ભેદભાવ સમાપ્ત થઈ ગયા. નીચી જાતિના લોકો નીચા ન રહ્યા બલ્કે બધા જ આદરણીય અને ઈજ્જતદાર થઈ ગયા. બધા જ સમાન હક્કોના માલિક બનીને ભાઈચારાના બંધનમાં બંધાઈ ગયા.

ઈસ્લામની આ ખૂબીથી હું ઘણો પ્રભાવિત થયો છું. બર્નાડ શૉએ, જે કોઈ પણ

બાબતના બધા જ પાસાઓનું ઊંડાણથી વિશ્લેષણ કરનાર હતા, તેમણે ઇસ્લામના સિદ્ધાંતોનું વિશ્લેષણ કર્યા પછી કહ્યું હતું કે :

"દુનિયામાં બાકી અને કાયમ રહેનાર કોઈ ધર્મ છે તો તે માત્ર ઇસ્લામ છે."

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને આપણે શા માટે એક મહાન માનવી માનીએ છીએ અને એના ગુણગાન અને વખાણ કરીએ છીએ ?

આજે ૧૯૫૭માં આપણે માનવીય સભાનતા પેદા કરવા માટે અને આમ જનતાને એમના પોતીકાપણાથી વાકેફ કરવા માટે થોડી ઘણી કોશિશ કરીએ છીએ તો કેટલો વિરોધ થાય છે ? ચૌદસો વરસ પૂર્વે જ્યારે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ઇસ્લામ તરફ બોલાવ્યા કે મૂર્તિઓને ખુદા ન બનાવો, અનેક ખુદાઓને પૂજનારા લોકો વચ્ચે ઊભા થઈને જાહેર કર્યું કે મૂર્તિઓ તમારી ખુદા નથી, એમની સામે માથું ન ઝુકાવો, માત્ર એક સર્જનહારની ઉપાસના કરો.

આ જાહેરાત કરવા માટે કેટલી હિમ્મત જરૂરી હતી, આ સંદેશનો કેવો વિરોધ થયો હશે, વિરોધના આ તોફાન વચ્ચે મક્કમતાપૂર્વક આપ આ ક્રાંતિકારી સંદેશ આપતા રહ્યા. આ આપની મહાનતાનો મોટો પુરાવો છે.

જે મક્કમતા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમમાં હતી એનું અનુસરણ આજે પણ ઇસ્લામના અનુયાયીઓ કરે છે.

ઇસ્લામી જીવન-વ્યવસ્થા મનુષ્યોમાં એકતા પેદા કરે છે. મનુષ્યના માનસમાં જાગૃતિ ઉત્પન્ન કરે છે.

જ્યારે સામાન્ય ધર્મો માનવમાં પૂર્વગ્રહની ભાવનાઓ પેદા કરે છે, એકને બીજાની સામે લડાવે છે, એટલે સુધી કે પોલીસને હસ્તક્ષેપ કરવો પડે છે. આનાથી ઊલટું જીવનની આ વિચારસરણી અને આ જીવન-વ્યવસ્થા પ્રેમ અને ભાઈચારાના આધાર ઉપર માનવીને એક કરી દે છે.

ધર્મ અને સાચી જીવન-વ્યવસ્થામાં તફાવત ન હોઈ શકે. તફાવત ત્યારે જ ઊભો થાય છે કે જ્યારે ધર્મનો ખ્યાલ અધૂરો અને મર્યાદિત હોય, તે એટલે સુધી કે એવો મત બાંધી લેવામાં આવે કે ધર્મને જીવનની આમ સમસ્યાઓ સાથે કોઈ સંબંધ જ હોતો નથી.

સાચા ધર્મને, જે પોતે એક જીવન-વ્યવસ્થા પણ હોય છે, જો વ્યવહારમાં અપનાવવામાં આવે તો એનાથી લોકોને ફાયદો જ થશે, નુકસાન નહીં. આના માટે એક એવું વાતાવરણ ઊભું કરવું પડશે જ્યાં આ જીવન-વ્યવસ્થા તંદુરસ્ત

રીતે પોતાની પ્રક્રિયા ચાલુ રાખી શકે અને જ્યાં માનવીને ન્યાય, ઈજ્જત, ગૌરવ, બુલંદી, શાંતિ અને સલામતી તેમજ એ બધું જ અપાવી શકે જેની તેને આવશ્યકતા છે.

વાતાવરણ મનુષ્ય રચે છે, જેવું વાતાવરણ હોય છે સામાન્ય રીતે લોકો તેને અનુરૂપ પોતાને બનાવી લે છે. લોકોને એવી ચિંતા નથી હોતી કે વાતાવરણ કોઈ જીવન-વ્યવસ્થાના તંદુરસ્ત અમલ માટે તક આપે છે કે નહીં. તેઓ ઘેટાની જેમ આંખ મીંચીને ચાલે છે.

મોટા માણસ એ લોકો હોય છે જેઓ એ વાત નક્કી કરે છે કે વાતાવરણની દિશા ખોટી છે તો તેની વિરુદ્ધ દિશામાં ચાલવા માંડે છે. એમને એની પરવા નથી હોતી કે આ વિરોધી દિશા અપનાવવાથી એમને ભારે નુકસાન થઈ શકે છે. સચ્ચાઈ અને સાચી જીવન-વ્યવસ્થાના તંદુરસ્ત અમલ ખાતર તેઓ વિરુદ્ધ દિશામાં ચાલવાનો નિર્ધાર કરે છે અને એ દિશામાં નીકળી પડે છે. એટલે સુધી કે ખરાબ વાતાવરણને તંદુરસ્ત વાતાવરણમાં તબ્દીલ કરી નાખે છે. તકલીફો વેઠવા અને મુસીબતો ઉઠાવવા છતાં જેઓ સત્યના માર્ગ ઉપર ચાલવાની હિમ્મત ધરાવે છે, હકીકતમાં તેઓ જ કામના માણસો છે. એવા જ સાહસી લોકો સમયની ટક્કર ઝીલીને એક એવા વાતાવરણની રચના કરે છે જેની અંદર સાચી જીવન-વ્યવસ્થા અમલી બની શકે.

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ગણના આવા જ મહાન અને સાહસી લોકોમાં થાય છે, બલ્કે આપની મહાનતા સામાન્ય મોટી હસ્તીઓ કરતાં પણ કેટલીય વધુ દેખાઈ છે. આવા મહાન બુઝુર્ગની તાલીમને દેશભરમાં ફેલાવવી જોઈએ. આ તાલીમને ફેલાવવા માટે સારૂં વાતાવરણ જોઈએ જેના માટે ખામી રહિત અને તંદુરસ્ત શિક્ષણ-વ્યવસ્થા અનિવાર્ય છે. તંદુરસ્ત શિક્ષણ વ્યવસ્થા માટે એક તંદુરસ્ત રાજ્ય-વ્યવસ્થાની આપણે કલ્પના પણ કરી શકતા નથી. આ તંદુરસ્ત અને નેક રાજકર્તાઓ નેક વ્યક્તિઓમાંથી જ મળી શકે છે. આનાથી નેક વ્યક્તિઓનું મહત્ત્વ અને તેના મૂલ્યનો સારી રીતે અંદાજ કાઢી શકાય છે. આવા લોકો જ હકીકતમાં કોઈ પણ સમાજની અસલ મૂડી હોય છે જેની ઉપર સમાજના ભવિષ્યનો સંપૂર્ણ આધાર હોય છે. એમનો બગાડ માનવતાનું સૌથી મોટું નુકસાન છે.

ઈસ્લામ ધર્મ હીરા જેવો છે. હીરાનો ઉપયોગ અલગ અલગ લોકો અલગ

અલગ રીતે કરે છે. કોઈ અંગૂઠીમાં જડાવે છે, કોઈ ઘરેણાંમા જડી લે છે, કોઈ એને વેચીને મળેલી ધન-દોલતને એશ-આરામમાં વેડફી નાખે છે.

હીરાનું મહત્ત્વ અને ઉપયોગિતા અથવા એને વેડફી નાખવાનો આધાર એ હકીકત ઉપર છે કે મનુષ્ય તેને કેવી રીતે વાપરે છે. આપણે વિચારવું જોઈએ કે હીરાથી પણ વધુ મૂલ્ય ધરાવતી જીવન-વ્યવસ્થા સાથે આપણું વર્તન કેવું છે.

શું ધર્મ અત્યાચારીઓ અને જુલ્મીઓનો સાથ આપશે ? શું એ મજબૂર લોકોનો હક્ક છીનવી લેશે ? કે પછી આનાથી ઊલ્ટું એ મજલૂમ, શોષિત અને કચડાયેલા લોકોની મદદ કરશે ?

વ્યવહારની દુનિયામાં જો પ્રથમ પ્રકારના પરિણામો જ સામે આવી રહ્યા હોય તો પછી તેઓ ઇસ્લામના ગમે તેટલા વખાણ કરતા રહે તેની કોઈ કિંમત નથી. હા, જો પાછળ જણાવેલા રૂપમાં પરિણામો દેખાઈ રહ્યા હોય તો ચોક્કસ લોકો એવું માની શકે કે આ વ્યવસ્થા દુનિયા માટે સંપૂર્ણપણે કૃપારૂપ બનશે.

ઇસ્લામ પોતાની તમામ ખૂબીઓ અને ચમક-દમક સાથે હીરાની જેમ આજે પણ મોજૂદ છે. હવે ઇસ્લામના નિમંત્રકોની એ જવાબદારી છે કે તેઓ ઇસ્લામ ધર્મને નિખાલસ રીતે અપનાવે. આવી રીતે તેઓ પોતાના માલિકની પ્રસન્નતા અને ખુશી પણ મેળવી શકે છે અને ગરીબો તેમજ નિઃસહાય લોકોની સમસ્યાઓ પણ ઉકેલી શકે છે, અને માનવતા ભૌતિક અને આધ્યાત્મિક પ્રગતિ તરફ વધુ ઝડપથી આગળ વધી શકે છે.



## ઈસ્લામ વિશ્વ-વિખ્યાત વિભૂતિઓની નજરમાં

આપણા ત્યાંના બુદ્ધિશાળી અન્ના દુરાઈએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને જે આદરપૂર્વક જોયા એનો અમે આગળ ઉલ્લેખ કરી ચૂક્યા છીએ. માત્ર અન્ના દુરાઈ જ નહીં પણ દુનિયાના વિવિધ દેશોના બુદ્ધિશાળી અને ચિંતકોએ નબીએ અરબીની મહાનતાનો એકરાર કર્યો છે. નેપોલિયનથી માંડીને એન્સાઇક્લોપીડિયા ઓફ બ્રિટાનિકાના સંપાદકો સુધી તમામ લોકોએ નબી

સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ભવ્ય શ્રદ્ધાંજલિઓ આપી છે.

નેપોલિયને કહ્યું હતું : "એ દિવસ દૂર નથી કે જ્યારે બધા જ દેશોના વિચારકો ભેગા મળીને કુર્આનના સિદ્ધાંતો મુજબ એક જ ઢબની રાજ્ય-વ્યવસ્થા અપનાવશે. કુર્આનનું શિક્ષણ અને તેના સિદ્ધાંતો સત્ય પર આધારિત છે અને માનવજાતને આનંદ અને ખુશહાલીથી માલામાલ કરનારા છે. તેથી અલ્લાહના મોકલેલા રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અને આપની ઉપર ઊતરેલ ગ્રંથ કુર્આન ઉપર મને ગર્વ છે અને આપની સેવાને શ્રદ્ધાંજલિ અર્પણ કરૂં છું."

ગાંધીજીએ કહ્યું : "કુર્આનનો મેં ધ્યાનપૂર્વક અનેક વખત અભ્યાસ કર્યો. સત્ય અને માર્ગદર્શનનું શિક્ષણ આમાં જોઈને મને અનહદ આનંદ થયો."

ડો. સેમ્યુઅલ જોન્સન પોતાના વિખ્યાત પુસ્તક 'ઓરિએન્ટલ રિલિજીઅન્સ'માં લખે છે કે "કુર્આન ન તો ગદ્ય છે ન તો પદ્ય. તેમ છતાં તે પોતાની અંદર ગદ્યની શક્તિ પણ ધરાવે છે અને પદ્યનું સૌંદર્ય પણ. તે ન તો ઇતિહાસ છે ન તો કોઈ જીવન-ચરિત્રનું પુસ્તક. તેમ છતાં શિખામણ અને બોધપાઠ આપવામાં એ બધા કરતાં વધુ અસરકારક છે."

હઝરત મૂસા અલૈહિસ્સલામને તૌરેત એક સાથે આપવામાં આવ્યું હતું પરંતુ કુર્આન એક સાથે ઊતર્યું નથી તેમ એક સમયે રજૂ પણ કરવામાં આવ્યું નથી. પ્લૂટોના પુસ્તકમાં સંશોધનની શૈલી અપનાવવામાં આવી છે પરંતુ કુર્આનની શૈલી અને ઢબ એની પોતાની આગવી છે. તે એક નિમંત્રકનો પોકાર છે, ડહાપણથી ભરપૂર, સંઘર્ષની ભાવના અને અમલનો જુસ્સો ભરી દેનારૂં પુસ્તક-પોતાના દા'વતના વિરોધીઓને પડકારતું પુસ્તક, હમદર્દી અને દર્દપૂર્વક એમને સમજાવનારૂં પુસ્તક, તે એટલું તો ડહાપણથી ભરેલું અને સર્વગ્રાહી છે કે દરેક દેશ અને દરેક જમાનાના લોકો જાણે-અજાણે, ઇચ્છા-અનિચ્છાએ આના શિક્ષણની અસર હેઠળ રહેવા માટે મજબૂર બને છે. એના પડઘા રાજમહેલોમાં સંભળાઈ રહ્યા છે અને રણપ્રદેશોમાં પણ. શહેરોમાં પણ સંભળાઈ રહ્યા છે અને ગામડાઓમાં પણ. કોઈ પણ જાતના ભેદભાવ વિના દરેકની ઉપર એના ચિહ્ન અંકિત થઈ રહ્યા છે.

સૌ પ્રથમ આ પુસ્તકે પોતાના આમંત્રણને કબૂલ કરી આવનારા અસ્સાબિકૂનલ-અવ્વલૂનના દિલોને ગરમ કર્યા. પછી એમને એક સામૂહિક આંદોલનમાં ઢાળ્યા. આ આંદોલન વંટોળની જેમ શરૂ થયું અને ઈરાન તેમજ એશિયાના જુદા જુદા

દેશોમાંથી પસાર થતું દૂર સુધી જઈ પહોંચ્યું. ત્યાં જે કંઈ રચનાત્મક વિચારસરણીઓ હતી એમને આ આંદોલને પોતાની અંદર સમાવી લીધા અને અંધકારમાં અથડાતા ખ્રિસ્તી યુરોપને ડહાપણ અને સમજદારીનો પાઠ શીખવાડ્યો.

કુર્આનમજીદના પ્રથમ અંગ્રેજી અનુવાદક મિસ્ટર રોડવેલ પોતાની પ્રસ્તાવનામાં કુર્આનની પ્રશંસા આવી રીતે કરે છે :

"આરબ પ્રદેશની અભણ, અણઘડ અને સંસ્કૃતિથી અજાણ કોમને ટૂંકી મુદ્દતમાં દુનિયાનું નેતૃત્વ અને શાસન કરવાને લાયક માત્ર આ પુસ્તકે બનાવી, જાણે કોઈએ જાદૂની લાકડી ફેરવી દીધી અને જોતજોતામાં આરબોમાં એક મહાન ક્રાંતિ આવી ગઈ."

પહેલી જાન્યુઆરી ૧૯૪૫ના દિવસે મિસિસ સરોજિની નાયડૂએ મુસ્લિમ ઈન્સ્ટીટ્યુટ હોલ, કલકત્તામાં પોતાની શ્રદ્ધાંજલિ આ શબ્દોમાં અર્પી હતી :

"કુર્આનમજીદ સાહિત્ય અને ન્યાયનું ખતપત્ર છે. આઝાદીનું ચાર્ટર છે. વ્યવહારની દુનિયામાં સત્ય અને ન્યાયનું શિક્ષણ આપનારૂં કાયદાનું આ મહાન પુસ્તક છે. કોઈ બીજું ધાર્મિક પુસ્તક કુર્આનની જેમ જીવનના બધા જ પ્રશ્નોની અમલ-યોગ્ય સમજૂતી તેમજ ઉકેલ આપતું નથી."

જર્મનીના બુદ્ધિજીવી ગેટેએ કહ્યું :

"જ્યારે પણ હું કુર્આનને જોઉં છું નવા નવા અર્થ એ ખોલતું જાય છે. આ પુસ્તકનું આકર્ષણ પોતાના વાંચકોને ધીમે ધીમે આકર્ષે છે અને છેવટે તેના માનસ ઉપર છવાઈ જાય છે."

પ્રખ્યાત ઈતિહાસકાર ગિબને આ શબ્દોમાં શ્રદ્ધાંજલિ આપી છે :

"એકેશ્વરવાદની વિચારસરણીને સાફ શબ્દોમાં વર્ણવનારૂં અને દિલોમાં તૌહીદની છાપ મૂકનારૂં મહાન પુસ્તક કુર્આનમજીદ છે."

એન્સાઈક્લોપીડિયા ઓફ બ્રિટાનિકાના સંપાદકો લખે છે :

"દુનિયામાં સૌથી વધુ વંચાતું અને કંઠસ્થ કરવામાં આવતું પુસ્તક કુર્આન છે. આ વિશિષ્ટ સ્થાન દુનિયાના અન્ય કોઈ પણ ધાર્મિક ગ્રંથને પ્રાપ્ત નથી."



# હિંદુ ધર્મના વેદોએ પણ
# મુહમ્મદ સ.અ.વ.ની આગાહી કરી છે

મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ આરબ દેશમાં છઠ્ઠી સદીમાં જન્મ્યા. પરંતુ એના ઘણા સમય પહેલા એમના આગમનની આગાહી હિંદુ ધર્મના વેદોમાં કરવામાં આવી છે. એક વડીલના મોઢે આ દાવો સાંભળીને મેં આ બાબતની તપાસ કરી. વેદોમાં પણ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના આગમનની આગાહી જોઈને હું નવાઈ પામી ગયો. મહર્ષિ વ્યાસના ૧૮ પુરાણોમાં એક પુરાણ 'ભવિષ્ય પુરાણ' છે. એનો એક શ્લોક છે :

"એક બીજા દેશમાં એક આચાર્ય પોતાના સાથીઓ સાથે આવશે. એમનું નામ મુહામદ હશે. તેઓ રણ વિસ્તારમાંથી આવશે." (ભવિષ્ય પુરાણ, પ્રકરણ ૩, સૂત્ર ૫ થી ૮)

સ્પષ્ટપણે આ શ્લોક અને સૂત્રમાં નામ અને સ્થળનો સંકેત છે. ભવિષ્યમાં આવનારી આ મહાન વ્યક્તિની બીજી નિશાનીઓ આ પ્રમાણે વર્ણવવામાં આવી છે :

"તેઓ ખત્ના કરાવેલા હશે, એમને જટા નહીં હોય. તેઓ દાઢી રાખતા હશે, માંસ ખાશે, પોતાનો સંદેશ સ્પષ્ટ શબ્દોમાં જોરદાર રીતે રજૂ કરશે. પોતાના સંદેશના માનનારાઓને મુસલાઈના નામથી બોલાવશે." (પ્રકરણ-૩, શ્લોક ૨૫, સૂત્ર ૩)

આ સૂત્રને ધ્યાનથી જુઓ. ખત્ના કરાવવાનો રિવાજ હિંદુઓમાં ન હતો. ચોટલી અહીં ધાર્મિક ચિહ્ન હતું. આવનાર વ્યક્તિ આ અજનબી વાતો ધરાવતી હશે તેવો સ્પષ્ટ નિર્દેશ કરે છે અને તેઓ પાછું આ સંદેશને માનનારા લોકો માટે મુસલાઈનું નામ છે. આ શબ્દ મુસ્લિમ અને મુસલમાન તરફ ઈશારો કરે છે.

અથર્વેદના પ્રકરણ ૨૦માં આપણને નીચે પ્રમાણેના શ્લોક જોવા મળે છે :

- "હે ભક્તો ! આને ધ્યાનથી સાંભળો, પ્રશંસા પામેલો, જેની પ્રશંસા થશે તે મહામહે મહાન ઋષિ ૬૦ હજાર ૯૦ લોકો વચ્ચે આવશે."

મુહમ્મદનો અર્થ પ્રશંસા પામેલો. એમના જન્મ વખતે મક્કાની વસતિ ૬૦ હજાર હતી.

● "તેઓ વીસ નર-માદા ઊંટો ઉપર સવારી કરશે. એમની પ્રશંસા અને ગુણગાન સ્વર્ગ સુધી થશે. આ મહાઋષિના સો સોનાના ઘરેણા હશે."

ઊંટ ઉપર સવારી કરનારા મહાઋષિને આપણે ભારતમાં જોતાં નથી. તેથી આ મુહમ્મદે અરબી સ.અ.વ. તરફ ઇશારો છે. સો સોનાના ઘરેણાનો અર્થ હબશ હિજરત કરનારા આપના સો સાથીઓ છે.

● "દસ મોતીના હાર, ત્રણસો અરબી ઘોડા, દસ હજાર ગાયો એમની પાસે હશે."

અશ્રૂએ મુબશ્શિરા અર્થાત્ દસ જન્નતીનો ઇલ્કાબ મેળવનારા અસ્હાબે રસૂલ છે. જંગેબદ્રમાં ભાગ લેનારા ૩૧૩ સહાબીઓને ત્રણસો અરબી ઘોડા સાથે સરખાવવામાં આવ્યા છે. દસ હજાર ગાયોનો અર્થ આપનું અનુસરણ કરનારાઓની વિપુલ સંખ્યા છે.

કુર્આનેમજીદ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને રહ્મતુલલિલ આલમીનના ઇલ્કાબ વડે યાદ કરે છે.

ઋગ્વેદમાં પણ છે કે "રહમતનો ઇલ્કાબ પામનાર પ્રશંસા પામેલા દસ હજાર સાથીઓ સાથે આવશે." (ઋગ્વેદ મંત્ર ૫, સૂત્ર ૨૮)

આવી રીતે વેદમાં મહામહે અને મુહામદના નામથી પણ આપના આગમનનો ઉલ્લેખ છે.



## તમારા જેવો અમને કોણ મળશે ?

મુસલમાન અજ્ઞાન છે, જિદ્દી અને ગુસ્સાવાળા છે, જુલ્મી અને ઘમંડી હોય છે. આ વાતો સામાન્ય રીતે ઇતર કોમોના લોકોમાં ફેલાયેલી છે. પણ જો તપાસ કરવામાં આવે અને નજીક જઈને જોવામાં આવે તો એક બીજી જ હકીકત સૂરજ કરતાં પણ વધુ પ્રકાશિત થઈ સામે આવે છે.

ઈસ્લામનો અર્થ જ શાંતિ અને સલામતી છે. જયાં સુધી મને ખબર છે નમ્રતા, લાગણીઓ ઉપર અંકુશ અને સહિષ્ણુતાનો જો કોઈ ઉત્તમ નમૂનો છે તો તે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતે જ છે.

બધા જ નેક લોકો અને સુધારકો ઉચ્ચ ગુણો ધરાવતા હોય છે. પરંતુ માનવ ઈતિહાસમાં મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ જેવું સર્વગ્રાહી વ્યક્તિત્વ કયાંય જોવા મળતું નથી, આ વાત હું મારા હૃદયના ઊંડાણથી કહી રહ્યો છું.

આરબ જગતના શાસક હોવા છતાં આપ પોતાના કામ જાતે કરી લેતા હતા. જોડામાં થીંગડું લગાવતા હતા, પોતાના કપડામાં થીંગડા પોતાના મુબારક હસ્તે લગાવી લેતા હતા, ઢોરોને જાતે ચારો આપતા હતા અને પોતાના જ હાથે દૂધ દોહતાં હતા.

દૂધ જ પીનારા અને દૂધમાં ન્હાતા શાસકોને તો દુનિયા જાણે છે પરંતુ દૂધ દોહનારા એક માત્ર શાસક આપ સ.અ.વ. જ છે.

દક્ષિણ ભારતની એક વાત છે. એક ઋષિએ વાઈગઈ નદીની માટી ઉપાડી, પણ એ ઋષિએ એ માટી મજૂરી મેળવવા માટે ઉપાડી હતી. રાજાને જયારે એની ખબર પડી તો જે માણસે ઋષિના માથે માટી મુકાવડાવી હતી તેને સજા આપી. પણ આપણે જોઈએ છીએ કે મદીનાની મસ્જિદના બાંધકામમાં કામ કરનારાઓમાં આપ સ.અ.વ. પણ સામેલ હતા. ઈતિહાસનો આ અનેરો દાખલો છે.

આપની પથારી સાદી હતી. ચટાઈ અથવા ચામડા ઉપર સૂઈ જતા હતા. અને ઘણી વખત તો ભોંય ઉપર જ આરામ કરી લેતા હતા.

આપનું મકાન પણ કાચું માટીનું બનેલું હતું. તેમાં ખજૂરીના પાંદડાનું છાપરૂં હતું. આપ દુનિયાનો ત્યાગ કરનારા સન્યાસી ન હતા બલ્કે એ જમાનાના શક્તિશાળી શાસક હતા. આમ છતાં પણ આવી સાદાઈ અને આવી વિનમ્રતા !! આ કલ્પના માત્રથી હૃદય ઉપર અજબ કેફિયત છવાઈ જાય છે.

હંમેશાં હસ્તો ચહેરો, અકળામણ જરા પણ નહીં, ન તો ગુસ્સો કરે, ન તો અટ્ટહાસ્ય કરે, સૌની સહાય કરનારા, પ્રતિભાવંત ચાલવાળા, બીજાના સલામની રાહ જોયા વિના દરેકને સામેથી સલામ કરનારા, વડીલોનો આદર કરવા માટે જ નહીં પણ નાનાઓ પ્રત્યે વાત્સલ્ય દેખાડવા માટે પણ સલામ કરવામાં પહેલ કરનારા, આપને બોલાવનાર માણસ કચડાયેલો, દોષિત કે નીચો પાડવામાં આવેલો હોય, કે પછી દુનિયાની નજરમાં તુચ્છ ગણાનાર હોય, એનો પોકાર સાંભળતાં

જ ઉમળકાભેર અને દયાભાવ સાથે 'હાજર છું' કહી મદદ માટે દોડી જનારા-આ છે મહાન અને ઉચ્ચ ચારિત્ર્ય આ પવિત્ર નબીનું !

આપે જીવનપર્યંત કોઈને ઉતારી ન પાડ્યો, કોઈની ઉપર લાનત ન મોકલી, કોઈને ગાળ ન આપી, ઘણાં મહાપુરુષોની વાતો આપણે જાણીએ છીએ કે તેઓ બહાર બીજાઓ પ્રત્યે તો નરમ હશે, ધૈર્યવાન અને સંયમી દેખાશે પરંતુ પોતાના ઘરના માણસો વચ્ચે, પોતાના નોકર-ચાકર સાથે અને પોતાના હાથ નીચે કામ કરનારા લોકો સાથે કડકાઈ રાખનારા હોય છે. જબરી પકડ કરનારા, ઠપકા આપનારા અને કડવી વાણીવાળા હોય છે.

પરંતુ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની તો શાન જ નિરાળી છે. જેવા એ બીજા લોકોમાં રહેતા હતા એવા જ સારા સ્વભાવના અને નરમ પોતાના ઘરના માણસો નોકર-ચાકર અને હાથ નીચેના લોકો પ્રત્યે પણ હતા.

આપને મળનારા હસ્તધુનન કરવા માટે હાથ આગળ કરતાં તો આપ એમના હાથ ઝીલી રાખીને વાત કરતા. આવનાર જ્યાં સુધી પોતાનો હાથ પાછો ન ખેંચી લેતો ત્યાં સુધી આપ તેની સાથે હાથ મિલાવી રાખતા. સાથીઓ સાથે ચાલતા તો એમના હાથમાં હાથ નાખી ચાલતા. દરેકને પ્રેમ અને માન સાથે બોલાવતા. કોઈ આપની સાથે સખત શબ્દોમાં વાત કરે તો આપ ધીરજપૂર્વક એને સહન કરી લેતા. આપની શરમ અને લજ્જા અદ્વિતીય હતી, શરીફ ખાનદાનની પાકદામન કુમારિકાની શરમથી પણ વધુ !

આવા મહાન માનવીને જે ભાગ્યશાળી માણસોએ પોતાના આગેવાન બનાવ્યા છે એમનું જ નામ મુસલમાન છે. આપના અનુયાયીઓમાં આજે પણ આ ગુણોની છાપ જોવા મળે છે. આ બધું આ મહાન નબીના પ્રતાપે છે.



## આપની નમ્રતા : આપની મક્કમતા !

ઘણાં ખરા ધાર્મિક આગેવાનોના જીવનમાં આપણે એવી ક્ષણો જોઈએ છીએ જે વખતે તેઓ ખુદાની મદદ પ્રત્યે હતાશ દેખાય છે. આ બધા લોકો નેક જ હતા, પણ પ્રતિકૂળ સંજોગોમાં ઘણી વખત એમના મોઢેથી એવા શબ્દો નીકળી પડતા હતા કે જાણે ખુદાએ તેમનો સાથ છોડી દીધો છે.

આ મહાનુભાવોના જીવનમાં નમ્રતા તો દેખાય છે પણ આની સાથે જ કપરા સંજોગોમાં પોતાના સિદ્ધાંતો ઉપર મક્કમતા તેમજ એ દૃઢતા દેખાતી નથી જેની અપેક્ષા હોય છે.

નબીએ અરબીને જરા જુઓ ! તેઓ વાતચીતની મહેફિલમાં જેટલા નમ્ર હતા સંઘર્ષના ક્ષેત્રમાં એટલા જ સખત હતા. મુસીબતો અને મુશ્કેલીઓમાં આપ પહાડની જેમ મક્કમ દેખાતા હતા.

આપનો તૌહીદનો સંદેશ સાંભળીને ગુસ્સાથી રાતા-પીળા થઈ જનારા લોકોનું એક પ્રતિનિધિમંડળ આપના કાકા અબૂ તાલિબ પાસે ગયું અને એમને ધમકી આપી કે કાં તો તેઓ પોતાના ભત્રીજાને સમજાવે કે તે આ સંદેશ આપવાનું બંધ કરે અથવા તો તેઓ કોમ અને હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ વચ્ચેથી ખસી જાય જેથી તેઓ પોતે મુહમ્મદ સાથે લડી લે.

કપરા બનેલા સંજોગોથી અબૂ તાલિબ ગભરાયા. આપને બોલાવ્યા અને કુરૈશના ઈરાદાઓથી આપને વાકેફ કર્યા. અને પ્રેમભર્યા શબ્દોમાં આવી સલાહ આપી કે, "આવી પરિસ્થિતિમાં આપ થોડું નરમ વલણ અપનાવો." એ વખતે સત્યનિષ્ઠ અને મહાન માર્ગદર્શકનો આ જવાબ માનવ દૃઢતાના ઈતિહાસમાં એક શાનદાર પ્રકરણ છે :

"જો આ લોકો મારા જમણા હાથમાં સૂર્ય અને ડાબા હાથમાં ચંદ્ર પણ લાવીને મૂકી દે તો પણ હું મારૂં આ કામ છોડીશ નહીં. હું મારા અંતિમ શ્વાસ સુધી આ સંદેશ પહોંચાડવામાં કંઈ પણ બાકી નહીં રાખું."

વિરોધીઓએ આપને કેટલીય ઈજાઓ પહોંચાડી. આપની ઉપર કચરો ફેંક્યો, આપની ઉપર પથ્થર વરસાવ્યા. નમાઝ પઢતા હતા ત્યારે ઊંટની હોજરી આપની

ઉપર નાખી, આપની હત્યા કરવા માટે દરેક કબીલાના એક એક માણસે ઉઘાડી તલવાર લઈને આપના ઘરને ઘેરો ઘાલ્યો.

આવા તમામ પ્રતિકૂળ સંજોગોથી આપની મક્કમતામાં વધારો જ થતો ગયો. આપના કદમ સહેજે ડગ્યા નહીં.

રણમેદાનમાં આપને પડકારવામાં આવ્યા. એ વખતે આ જ નરમ સ્વભાવનો માનવી પૂર્ણ મક્કમતા સાથે આગળ ધપતો દેખાય છે. માત્ર ૩૧૩ મરજીવાઓ આપની સાથે હતા; જ્યારે વિરોધીઓની સંખ્યા આપના કરતાં અનેકગણી વધારે હતી, પૂરી મક્કમતા અને નીડરતા સાથે આપે મુકાબલો કર્યો અને સફળ નીવડ્યા.

જિહાદના મેદાનમાં આપ ઘાયલ પણ થયા, આપના ગાલ ઉપર ઘેરો ઘા પણ વાગ્યો. આપના મુબારક દાંત પણ શહીદ થયા. એક ખાડામાં આપ પડી પણ ગયા. તેમ છતાં આપની મક્કમતા અને આપની દૃઢતામાં રજમાત્ર પણ ઘટાડો ન થયો !

મદીનાને ઘેરો ઘાલવામાં આવ્યો. ભૂખ્યા રહેવાના, ભોજનથી વંચિત રહેવાના અને તંગીના દિવસો પણ આવ્યા. કોઈ પણ હાલતમાં હતાશા આપને સ્પર્શી શકી નહીં. દરેક હાલતમાં આશાવંત અને સખતમાં સખત સંજોગોમાં આપ મક્કમતાની મૂર્તિ પુરવાર થયા.

આ તો મહાન નબીની કેફિયત હતી. આપના સહાબીઓની હાલત પણ લગભગ આવી જ હતી. આ બુઝુર્ગોએ કેટલાય અત્યાચારો વેઠ્યા. એમની ઠેકડી ઉડાવવામાં આવી, એમને મેણાં મારવામાં આવ્યા, એમને ચિઢાવવામાં આવ્યા, એમની ઉપર કોરડા વીંઝવામાં આવ્યા, તડકામાં ધગધગતી રેતી ઉપર એમને સુવડાવવામાં આવ્યા, પણ આ બધી જ પરિસ્થિતિઓમાં નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના આ સાથીઓ સંપૂર્ણ તાકાતથી સત્યના રાહ ઉપર મક્કમ રહ્યા.

તૌહીદ અને એક અલ્લાહ ઉપર શ્રદ્ધા એમની મક્કમતામાંથી છતી થતી હતી. આ સહાબીઓ પોતાના અંતિમ શ્વાસ સુધી પોતાના સિદ્ધાંતોને વળગી રહ્યા. જીવ આપી દીધો પણ પોતાના સિદ્ધાંતથી ડગ્યા નહીં.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પોતાના સાથીઓને જ્યાં નરમ સ્વભાવનું શિક્ષણ આપ્યું ત્યાં સિદ્ધાંતો માટે કોઈ પણ પ્રકારની બાંધછોડ નહીં કરવાનું વલણ અપનાવવાની તાલીમ પણ આપી. વિરોધી જૂથોના હાથે આપ અને આપના સહાબીઓએ સખત જુલ્મ સહન કર્યા; તેમ છતાં આપણે જોઈએ

છીએ કે મક્કા વિજય વખતે જયારે આપ અને આપના સાથીઓ મક્કામાં વિજેતા તરીકે દાખલ થઈ રહ્યા હતા ત્યારે એમની ઉપર ન તો વિજયનો નશો હતો, ન તો એમના દિલોમાં વેરની ભાવના જ હતી. બલ્કે આનાથી ઊલ્ટું, દુનિયાએ જોયું કે આપનું મસ્તક વિનમ્રતાથી ઝુકેલું હતું અને આપના વાળ ઊંટની ખૂંધને સ્પર્શી રહ્યા હતા.

કુરૈશ ધ્રૂજી રહ્યા હતા કે અમે આ લોકો ઉપર એવા ભયંકર જુલ્મો કર્યા છે, આજે અમારૂં શું થશે ?

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની વાત્સલ્યભરી જીભે આ શબ્દો મોતીની જેમ નીકળી રહ્યા હતા : "લોકો! આજે તમારી સામે કોઈ બદલો લેવામાં નહીં આવે. અલ્લાહ તમને માફી બક્ષે, એ જ દયાળુ અને કૃપાળુ છે, આજે તમે સૌ મુક્ત છો."

આપે પોતાના શહીદ કરવામાં આવેલા કાકાનું કાળજું કાઢીને ચાવી જનારી બંને સ્ત્રીઓને માફી આપી દીધી. માનવ ઇતિહાસ આના જેવો બીજો દાખલો રજૂ કરી શકે તેમ છે ?

ઓહ ! કેટલી બુલંદી અને કેવી મહાનતાની વાત છે આ ! !



## પાકી અને સ્વચ્છતા

અજાણ્યા લોકો ઇસ્લામ અને મુસલમાનો વિષે ઘણી ગેરસમજો ધરાવે છે. એમની એક ગેરસમજ આ પણ છે કે મુસલમાનોમાં સ્વચ્છતાનું કોઈ મહત્ત્વ નથી. અમે આવા બધા જ ભાઈઓને કહીશું કે અત્યંત શુદ્ધતા અને સ્વચ્છતાની તાલીમ આપનાર જો કોઈ ધર્મ હોય તો તે ઇસ્લામ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના અનુસરણમાં જો આંતરિક તેમજ બાહ્ય સ્વચ્છતા અપનાવવામાં આવે તો સમગ્ર ઇસ્લામી જગત સ્વચ્છતાનું ઉછેર-સ્થાન બની જાય.

ઇસ્લામમાં દરરોજ પાંચ વખતની નમાઝ ફરજિયાત બનાવવામાં આવી છે અને સ્વચ્છતા-પાકી વિના નમાઝ જ થતી નથી. પાકીને ઇસ્લામી રૂઢિપ્રયોગમાં

'તહારત' કહે છે. તહારતના ત્રણ પ્રકાર છે (૧) શરીરની ચોખ્ખાઈ (૨) કપડાંની ચોખ્ખાઈ અને (૩) જગ્યાની ચોખ્ખાઈ.

ઝાડા-પેશાબ પછી શરીરને એકદમ ચોખ્ખું રાખવાની તાલીમ આ ધર્મ આપે છે. પેશાબ કર્યા પછી ચોખ્ખાઈ માટે માટીના ઢેફા અને પાણીનો ઉપયોગ કરવા ઉપર ભાર મૂક્યો છે. આ ઉપરાંત નીચેના જાહેર સ્થળો ઉપર મળ-મૂત્ર કરવાની ના પાડે છે.

રાજમાર્ગ, તળાવ અને નદી ઉપરના ઘાટ, વૃક્ષનો છાંયડો, ઈદગાહ, મસ્જિદ, કબ્રસ્તાન અને જાહેર સ્થળો વગેરે.

આ અંગે ઊભા ઊભા પેશાબ કરવાથી, પાણીની અંદર મળ-મૂત્ર કરવાથી, સવારી ઉપર બેઠાં બેઠાં કુદરતી હાજતની મનાઈ છે. આં બધી મનાઈમાં ખાસ કરીને ચોખ્ખાઈ અને પાકીને જ નજર સમક્ષ રાખવામાં આવ્યા છે. ઇસ્લામમાં ચોખ્ખાઈને જેટલું મહત્ત્વ આપવામાં આવ્યું છે એનો અંદાજ આપ એ હુકમ પરથી પણ કરી શકો છો જેમાં ભૂંડ અને કૂતરા જેવા ગંદા પશુઓની લાળ વિગેરે વાસણ પર લાગી જાય તો તેને સારી રીતે ધોઈને ચોખ્ખું કરવાના આદેશો આપવામાં આવ્યા છે. આવી રીતે જો કપડાં કે શરીર ઉપર લોહી, પરૂ અથવા મળ-મૂત્ર વિગેરે લાગી જાય તો એને ધોઈને ચોખ્ખું કરવું જોઈએ. આવી જ રીતે ધાવતું બાળક પણ પેશાબ કરી દે તો પાણી નાખી શરીર અને કપડાં સાફ કરવા જોઈએ છે.

નમાઝ માટેની શરતરૂપે આ બાબત પણ છે કે નમાઝ પઢવાની જગ્યા, મુસલ્લા અને નમાઝનો પોશાક અને શરીર પણ પાક અને ચોખ્ખા હોય. નમાઝ પઢનાર માટે એ જરૂરી છે કે પહેલાં વુઝૂ કરે (હાથ-પગ અને મોઢું ધુએ), અને ગુસ્લ (સ્નાન) જરૂરી બની ગયું હોય તો ગુસ્લ કરવું પણ એના માટે જરૂરી છે. આ ઉપરાંત ગુસ્લમાં કોગળા કરવાનું, નાકમાં પાણી નાખી એને પણ સારી રીતે સાફ કરવાનું અને પછી આખા શરીર ઉપર પાણી નાખવું જરૂરી છે.

વુઝૂમાં પણ કોગળો કરવામાં આવે છે અને નાકમાં પાણી નાખીને સાફ કરવામાં આવે છે. મોઢું અને હાથ-પગ ધોવામાં આવે છે અને બધું જ ત્રણ ત્રણ વખત કરવામાં આવે છે. ભીનો હાથ ફેરવીને માથું, ડોક અને કાન અને માથાનો મસાહ કરવામાં આવે છે. આ અંગે મિસ્વાક કરવાની પણ ખૂબ તાકીદ કરવામાં આવી છે. અને એના ઘણા ફાયદા પણ વર્ણવવામાં આવ્યા છે.

દરરોજ નમાઝ માટે પાંચ વખત વુઝૂ કરવું પડે છે. હવે આપ પોતે સમજી શકશો કે ઈસ્લામમાં ચોખ્ખાઈનું કેટલું ધ્યાન રાખવામાં આવ્યું છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતે પાકીનું ખૂબ જ ધ્યાન રાખતા હતા. દાંત સાફ કરવા માટે આપનું મિસ્વાક હંમેશાં આપના તકિયા નીચે રહેતું હતું. ગમે ત્યાં થૂંકવાને આપ નાપસંદ કરતા હતા. જો કોઈ ખોટી જગ્યાએ થૂંકી દેતું તો આપ જાતે એને સાફ કરી દેતા હતા. આપ પોતાના રહેઠાણની જગ્યાને કાંચ જેવી ચોખ્ખી રાખતા હતા. આપનો પોશાક સાદો હતો પરંતુ પાકી-સાફી ઈમાનનો ભાગ છે એ નબી સલ્લલ્લાહુ ઝઅલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે.



## ઈસ્લામમાં સ્ત્રીનું સ્થાન

ઈસ્લામ અને મુસલમાનો વિષે જે ગેરસમજ પ્રવર્તે છે તેમાંથી કેટલીક સ્ત્રીઓ વિષેની છે.

ઈસ્લામના આગમન પહેલાં સામાન્ય રીતે દરેક સમાજમાં સ્ત્રીને તુચ્છ ગણવામાં આવતી હતી. તેનું અપમાન કરવામાં આવતું હતું અને તેની ઉપર વિવિધ પ્રકારના જુલ્મ કરવામાં આવતા હતા.

● ભારતીય સમાજમાં પતિનું અવસાન થતાં પતિના શબની સાથે પત્નીને પણ જીવતી બળી જવું પડતું હતું.

● ચીનમાં સ્ત્રીઓના પગમાં લોખંડના સાંકડા જોડા પહેરાવવામાં આવતા હતા.

● આરબ જગતમાં કન્યાઓને જીવતી દાટી દેવામાં આવતી હતી.

ઈતિહાસ સાક્ષી છે કે આ જુલ્મો સામે અવાજ બુલંદ કરનાર સુધારકો હમણાં હમણાં જ જન્મ્યાં છે, પરંતુ આ બધા સુધારકોથી પણ સદીઓ પહેલાં આરબની ધરતી ઉપર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સ્ત્રીઓના આ ઉપકારક તરીકે દેખાય છે અને અબળા નારી ઉપર થતા અત્યાચારોને ખતમ કરી નાખે છે.

સ્ત્રીઓના અધિકારોથી અજાણ આરબ સમાજમાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ

વસલ્લમે સ્ત્રીને પુરુષની બરાબર સમાન દરજ્જો આપ્યો. સ્ત્રીનો મિલ્કતમાં કોઈ ભાગ ન હતો, આપે વારસામાં એનો હક્ક નક્કી કરી દીધો. સ્ત્રીના અધિકારોની સ્પષ્ટતા માટે કુર્આનમાં ફરમાનો અને હુકમો ઊતર્યા.

મા-બાપ અને બીજા સગાંઓની મિલ્કતમાં સ્ત્રીઓને વારસદાર બનાવવામાં આવી. આજે સભ્યતાના બણગા ફૂંકનાર કેટલાય દેશોમાં સ્ત્રીઓને ન તો મિલ્કતનો અધિકાર છે ન તો મત આપવાનો. ઇંગ્લેન્ડમાં સ્ત્રીઓને મતદાનનો હક્ક ઈ.સ. ૧૯૨૮માં પ્રથમવાર આપવામાં આવ્યો. ભારતીય સમાજમાં સ્ત્રીને મિલ્કતમાં અધિકાર થોડા સમય પહેલાં જ પ્રાપ્ત થયો.

પરંતુ આપણે જોઈએ છીએ કે આજથી ૧૪૦૦ વરસ પૂર્વે જ આ તમામ અધિકારો નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે સ્ત્રીઓને બક્ષ્યા. કેવા મહાન છે આપ !

આપના શિક્ષણમાં સ્ત્રીઓના અધિકારો ઉપર ઘણો ભાર મૂકવામાં આવ્યો છે. આપે તાકીદપૂર્વક ફરમાવ્યું છે કે લોકો આ ફરજ પ્રત્યે બેદરકાર ન બને અને ન્યાયી રીતે સ્ત્રીઓના અધિકારો ચૂકવતા રહે. આપે શિખામણ આપી કે સ્ત્રીને મારઝૂડ કરવામાં ન આવે.

સ્ત્રી સાથે કેવું વર્તન કરવું જોઈએ એ વિષયમાં આપના કથનો જુઓ:

૧. પોતાની પત્નીને મારઝૂડ કરનાર માણસ સારા સંસ્કારનો નથી.
૨. તમારા પૈકી શ્રેષ્ઠ વ્યક્તિ એ છે જે પોતાની પત્ની સાથે સારૂં વર્તન રાખે.
૩. સ્ત્રીઓ સાથે સારી રીતે વર્તવાનો હુકમ અલ્લાહતઆલા આપે છે કેમકે તેઓ જ તમારી માતાઓ, બહેનો અને દીકરીઓ છે !
૪. માના પગ નીચે જન્નત છે.
૫. કોઈ મુસલમાન પોતાની પત્નીને નફરત ન કરે. જો તેની એક ટેવ ખરાબ હોય તો તેની બીજી સારી ટેવને જોઈને પુરુષે ખુશ થવું જોઈએ.
૬. પોતાની પત્ની સાથે ગુલામ જેવું વર્તન ન રાખો. તેને મારો નહીં.
૭. જ્યારે તમે ખાઓ ત્યારે પોતાની પત્નીને પણ ખવડાવો. તમે પહેરો તો પોતાની પત્નીને પણ પહેરાવો.
૮. પત્નીને મ્હેણાં ન મારો, ચહેરા પર માર ન મારો, એનું દિલ ન દુભાવો, એને છોડીને જતા ન રહો.

૯. પત્ની પોતાના પતિની જગ્યાએ તમામ અધિકાર ધરાવતી રાણી છે.

૧૦. પોતાની પત્નીઓ સાથે જે સારી રીતે વર્તશે તેઓ જ તમારા બધામાં ઉત્તમ છે.

આટલા અધિકારો આપીને સ્ત્રીને છૂટી પણ મૂકી દીધી નથી. બલ્કે તેને કેટલીક મર્યાદાઓને આધીન પણ બનાવી :

૧. જ્યારે પતિને જુએ તો તે ખુશ થઈ જાય. જ્યારે હુકમ આપે તો પાલન કરે. પતિ જો દૂર હોય તો તેની મિલ્કત અને પોતાની શીલની રક્ષા કરે, આવી જ સ્ત્રીને આદર્શ પત્ની માનવામાં આવશે.

૨. સુશીલ પત્ની મળી જવી બેનમૂન દોલતની બરાબર છે.

૩. જે રોજ પાંચ વખતની નમાઝ પડે, રમઝાનના રોઝા રાખે અને પોતાના પતિની આજ્ઞા માને અને પોતાના શીલની રક્ષા કરે. એવી મહિલા જે રસ્તાથી ચાહે જન્નતમાં દાખલ થઈ જાય.

૪. દુનિયાની તમામ દોલત કરતાં કીમતી વસ્તુ શીલવાન પત્ની છે.

આમ આપે સ્ત્રીને અધિકારો પણ આપ્યા અને તેની ફરજો પણ તેને જણાવી દીધી.

હવે વાંધો એવો ઉઠાવી શકાય કે સ્ત્રીઓને આટલા બધા અધિકારો આપનાર ઈસ્લામમાં બહુપત્નીત્વની છૂટ શા માટે છે ? શું આ સ્ત્રીઓની ઉપર દેખીતો જુલ્મ નથી ?

આ અંગે આપણે ઈતિહાસ, પુરુષની પ્રકૃતિ અને જીવનની વ્યવહારિક સમસ્યાઓને નજર સમક્ષ રાખીને વિચારવું પડશે.

ભારતના રાજા દશરથને અનેક પત્નીઓ હતી. આવી રીતે કૃષ્ણને પણ આપણે રુકમણિ, સત્યબા અને રાધા ઉપરાંત અનેક ગોપીઓ વચ્ચે જોઈએ છીએ. વળી સ્ત્રીઓ સાથે મર્ગન જેવા દેવતાને આપણે એશ-મસ્તી કરતો જોઈએ છીએ.

આ તો છે પુરાતન સમયની વાત. હવે જોઈએ ઈતિહાસના કિસ્સા. મોટા મોટા રાજાઓને એક કરતાં વધારે પત્નીઓ હતી. આજે પણ રાજકીય નેતાઓ અનેક પત્નીઓ રાખે છે.

ઈસ્લામ પૂર્વે આરબ-પ્રદેશમાં પત્નીઓની સંખ્યા ઉપર કોઈ અંકુશ ન હતો. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પુરુષની પ્રકૃતિ અને વ્યવહારગત જરૂરતોને નજર સમક્ષ રાખીને આ અમર્યાદિત સંખ્યાને ચાર સુધી મર્યાદિત કરી

દીધી. ઈસ્લામ પૂર્વે આરબ-જગતમાં કોઈ ખાસ નિયમ ન હતો. બધા કબીલાઓમાં પત્નીઓ અને દાસીઓ રાખવાની પ્રથા સામાન્ય હતી. આવી રીતે તલાક આપવા ઉપર પણ કોઈ નિયંત્રણ ન હતું. જે જ્યારે ઈચ્છતું ત્યારે તલાક આપી દેતું. આવી હાલત સુધારવા માટે અલ્લાહના આદેશો આવ્યા, મર્યાદિત સંખ્યામાં લગ્નની છૂટ આપવામાં આવી અને તલાકમાં યોગ્ય નિયમોના પાલનનો હુકમ આપવામાં આવ્યો. કુર્આનમાં ફરમાવવામાં આવ્યું :

"તમને જો એવો ભય હોય કે અનાથ બાળકોનો ઉછેર લગ્ન વિના નહીં થઈ શકે તો પોતાની પસંદ પ્રમાણે બે-ત્રણ અથવા ચાર સ્ત્રીઓ સાથે તમે લગ્ન કરી શકો છો. (એવી બીક હોય કે એમની સાથે પણ તમે ન્યાય નહીં કરી શકો તો) એક સ્ત્રી અથવા દાસી ઉપર જ બસ કરો, અન્યાયથી બચવા માટેની આ સરળ રીત છે." (સૂરઃ નિસા-૬)

આ આદેશમાં જે ડહાપણ છુપાયેલું છે એની ઉપર જરા વિચારો. ન્યાય અને સચ્ચાઈપૂર્વક પત્ની સાથે વ્યવહાર કરો, બહુપત્નીત્વની છૂટ પણ છે અને એની સાથે અન્યાયથી બચવાની તાકીદ પણ ! ન્યાય શક્ય ન હોય તો એક લગ્ન પર જ ભાર મૂકવામાં આવ્યો છે.

પુરુષને કોઈ પણ સમયે પોતાની વાસના સંતોષવાની જરૂરત ઊભી થઈ શકે છે, કેમકે કુદરતે તેને દરેક હાલતમાં કામકૃત્યને લાયક બનાવ્યો છે જ્યારે સ્ત્રીઓની વાત આનાથી અલગ છે. માસિક ધર્મ સમયે, ગર્ભાવસ્થા સમયે (નવ-દશ મહિના) અને પ્રસૂતિ પછી થોડા મહિના સુધી સ્ત્રી એ માટે લાયક રહેતી નથી કે પુરુષ તેની સાથે યૌન-સંબંધ રાખી શકે.

બધા જ પુરુષો પાસેથી એવી અપેક્ષા રાખવી યોગ્ય નથી કે જ્યાં સુધી એમની પત્નીઓ એ સ્થિતિમાં ન આવી જાય કે તેઓ એમની પાસે જઈ શકે ત્યાં સુધી અત્યંત સંયમ જાળવે. પુરુષ કાયદેસર રીતે પોતાની જરૂરત પૂરી કરી શકે એ માટે જરૂરી છે કે એના માટે કોઈ રસ્તા ખોલવામાં આવે અને એવી કડકાઈ ન રખાય કે તે પ્રતિબંધિત રસ્તે જવા માટે મજબૂર બને, પત્ની તો તેની એક હોય પણ એની રખાતો ઉપર કોઈ અંકુશ ન હોય. આનાથી સમાજમાં જે ગંદવાડ ફેલાશે અને જે રીતે નૈતિકતાનો નાશ થશે એનો અંદાજ બાંધવો આપના માટે મુશ્કેલ નથી.

વ્યભિચાર અને વેશ્યાવૃત્તિને હરામ ઠરાવી તેમજ બહુપત્નીત્વની કાયદેસર

છૂટ આપનાર ડહાપણભર્યો ધર્મ એ ઈસ્લામ ધર્મ છે. એકથી વધુ લગ્નની થોડા અંકુશો સાથે છૂટ આપીને હકીકતમાં ઈસ્લામે પુરુષ અને સ્ત્રીઓની શારીરિક રચના, એમની મનોવૃત્તિ અને વ્યવહારિક જરૂરિયાતોનું પૂરેપૂરૂં ધ્યાન રાખ્યું છે, અને આવી રીતે અમારી દૃષ્ટિએ ઈસ્લામ બિલકુલ એક વૈજ્ઞાનિક ધર્મ પુરવાર થાય છે.



## શું ઈસ્લામ તલવારથી ફેલાયો ?

એ કહેવું કે ઈસ્લામને તલવાર દ્વારા ફેલાવવામાં આવ્યો છે તદ્દન ખોટો દાવો છે અને બધું ખોટી ગેરસમજ ઉપર આધારિત છે. આવો, આ દૃષ્ટિએ પણ હકીકતનું અવલોકન કરીએ અને ખરા પરિણામ સુધી પહોંચવાની કોશિશ કરીએ.

ખ્રિસ્તી ધર્મ અને ઈસ્લામ પોત-પોતાના શરૂઆતના તબક્કામાં ગુપ્ત પ્રચાર દ્વારા ફેલાવવામાં આવ્યા. ખ્રિસ્તી ધર્મનો ફેલાવો હઝરત મસીહ અલૈહિસ્સલામ પછી એમના અનુયાયીઓએ કર્યો પરંતુ ઈસ્લામનો પ્રચાર થોડાક જ દિવસ સુધી ગુપ્ત રીતે થતો રહ્યો પછી ઉઘાડેછોગ જાહેરમાં એની તરફ બોલાવવાનો હુકમ આવી ગયો.

ઈસ્લામમાં કોઈ બળજબરી નથી, એની સ્પષ્ટપણે જાહેરાત કરવામાં આવી છે. એટલા માટે ફરમાવવામાં આવ્યું, "ધર્મની બાબતમાં કોઈ બળજબરી નથી." કોઈ એમ કહી શકે છે કે જો આવી જ વાત હતી તો નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે લડાઈઓ કેમ કરી, અને આપને તલવાર કેમ ઉપાડવી પડી ? હકીકત એમ છે કે આપે જે લડાઈઓ કરી છે એને આક્રમક લડાઈઓ ન કહી શકાય. આપની લડાઈઓ આક્રમક નહીં પણ સુરક્ષાત્મક હતી. મક્કાવાળા મદીનાના ઈસ્લામી રાજ્યને ખતમ કરી નાખવા માટે યોજના બનાવીને નીકળ્યા હતા. આ એ જ મદીના છે જેણે અલ્લાહના નબીને આશ્રય આપ્યો હતો. ઈસ્લામી વ્યવસ્થાને ખતમ કરવા માટે કુરૈશે આક્રમક પગલું લીધું તો એમની સામે લડવું પડ્યું.

ઈતિહાસના પાછળના સમયમાં મુસ્લિમ શાસકોએ જે લડાઈઓ લડી છે એમનો

ઈસ્લામ સાથે કોઈ સંબંધ નથી. હિંદુ રાજા રાજેન્દ્રને જાવા અને સુમાત્રા ઉપર હુમલો કર્યો, ત્યાં આજે પણ હિંદુ સંસ્કૃતિની અસર જોવા મળે છે. પરંતુ આના ઉપરથી એવું માની લેવું કે રાજા રાજેન્દ્રને હિંદુ ધર્મના પ્રસાર માટે હુમલો કર્યો હતો એ બરાબર નહીં ગણાય.

યુરોપના ખ્રિસ્તીઓએ ચઢાઈઓ કરી અને પૂર્વના દેશોમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું. આ સામ્રાજ્યવાદમાં ખ્રિસ્તી ધર્મ તલવારના જોરે ફેલાયો છે? ચઢાઈઓ તો સામાન્ય રીતે દેશો જીતવા માટે હોય છે. પછી જે દેશમાં જે લોકોનું રાજ્ય સ્થપાય છે એ શાસકોની નકલ ત્યાંની પ્રજા કરવા લાગે છે અને એમનો ધર્મ અંગિકાર કરવા લાગે છે. હિંદુઓનો એક પંથ સમનર પંથ છે. આ પંથના લોકોનું શાસન જ્યારે તામિલનાડુમાં સ્થપાયું તો અહીં સમનર પંથનો ફેલાવો થયો. ભારતમાં જ્યારે બૌદ્ધ હિંદુ રાજા બન્યા ત્યારે આ પંથ પ્રચલિત બન્યો અને જ્યારે વિષ્ણુ પંથના લોકો સત્તામાં આવ્યા ત્યારે એ પંથનો સામાન્ય લોકોએ સ્વીકાર કર્યો. આના ઉપરથી આ જ માલૂમ પડે છે કે 'જેવો રાજા તેવી પ્રજા'ની વાત જ હતી. નહીં તો ધર્મના પ્રસારમાં આ શોસકોને કોઈ રસ ન હતો, ન તો એના માટે રાજાઓએ ક્યારેય કોઈ લડાઈ જ કરી.

ઈતિહાસમાં એવો કોઈ દાખલો મળતો નથી કે કોઈએ જો ઇસ્લામ કબૂલ કરવાની ના પાડી હોય અને તેને માત્ર ઇસ્લામ કબૂલ ન કરવાના આરોપસર મારી નાખવામાં આવ્યો હોય.

પરંતુ કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તીઓ વચ્ચેના સંઘર્ષમાં ધર્મના લીધે મોટા પાયે કતલ અને રંજાડ થઈ છે. બીજે જવાની ક્યાં જરૂર છે, તામિલનાડુનો જ ઇતિહાસ જોઈ લો ! મદુરાઈમાં જ્ઞાન સમુદ્રના જમાનામાં આઠ હજાર સમરપંથીઓના અનુયાયીઓને શૂળીએ ચઢાવવામાં આવ્યા. આ આપણો ઈતિહાસ છે !

આરબમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ શાસક હતા ત્યારે ત્યાં યહૂદીઓ પણ વસતા હતા અને ખ્રિસ્તીઓ પણ. એમની સાથે કોઈ છેડછાડ કરવામાં આવી નહીં. ભારતમાં મુસ્લિમ શાસકોના જમાનામાં હિંદુ ધર્મને અપનાવવાની અને તેની ઉપર અમલ કરવાની પૂરેપૂરી આઝાદી હતી. ઈતિહાસ સાક્ષી છે કે આ શાસકોએ મંદિરોની રક્ષા કરી છે, એમની દેખરેખ રાખી છે.

મુસ્લિમ ચઢાઈઓ જો ઇસ્લામના ફેલાવા માટે હોત તો દિલ્હીના મુસ્લિમ

સુલ્તાનની સામે મુસલમાન બાબર કદાપિ ચઢાઈ ન કરત. દેશો જીતવાની એ જમાનાની સર્વસ્વીકૃત રાજકીય નીતિ હતી. દેશો જીતવાનો કોઈ સંબંધ ધર્મના ફેલાવા સાથે નથી હોતો. ઘણાં બધા મુસ્લિમ આલિમો અને સૂફી-સંતો ઇસ્લામના પ્રચાર માટે ભારત આવ્યા છે અને તેમણે પોત-પોતાની રીતે ઇસ્લામના પ્રસારનું કામ અહીં કર્યું છે. એનો મુસ્લિમ શાસકો સાથે કોઈ સંબંધ ન હતો, આના પુરાવારૂપે નાગોરમાં દફન થયેલા હઝરત શાહ અલ હમીદ અને અજમેરના શાહ મુઇનુદ્દીન ચિશ્તીને રજૂ કરી શકાય.

ઈસ્લામ પોતાના સિદ્ધાંતો અને પોતાના નૈતિક શિક્ષણની દૃષ્ટિએ પોતાની અંદર અસીમ આકર્ષણ ધરાવે છે અને એટલા જ માટે મનુષ્યોના હૃદય આપોઆપ ખેંચાઈ આવે છે. તો પછી આવા દીનને પોતાના ફેલાવા માટે તલવાર ઉપાડવાની જરૂરત જ ક્યાં રહે છે?



## સામ્યવાદથી ઉત્તમ અને ઉચ્ચતમ છે...ઇસ્લામ

મૂડીવાદની કમ્મર તોડી નાખનારી બે વિચારસરણીઓ છે. એક સામ્યવાદ અને બીજી ઈસ્લામ.

અહીંના સામ્યવાદીઓમાંથી થોડાકે જ દાસ કેપીટલ (Dascapital)નો ઊંડો અભ્યાસ કર્યો હશે. માર્કસની એક થિયરી જેનું નામ છે અધિક મૂલ્ય (Surplus Value). આ જ સિદ્ધાંતની સમજૂતી આપવા માટે માર્કસનું લખાણ ત્રણ દળદાર ખંડોમાં રચાયેલું છે.

સામ્યવાદ દાવો કરે છે કે મૂડીપતિ પોતાની મૂડી રોકે છે, મજૂર પોતાના શ્રમ વડે આ મૂડીમાંથી નફો ઉપજાવે છે. આ જે નફો છે જે મૂળ મૂડી કરતાં વધુ હોય છે. આ વધારાની આવકમાંથી મૂડીપતિ એક બીજું કારખાનું નાખે છે અને પ્રજાનું શોષણ કરે છે. આ દાવો કર્યા પછી સામ્યવાદ આગળ વધે છે અને મૂડીવાદની અસલ શક્તિ અર્થાત્ આ વધારાના મૂલ્યને સમાપ્ત કરવાનો નિર્ધાર કરે છે. તે મૂડીવાદનો નાશ કરી ઉત્પાદનના બધા જ સાધનોનું રાષ્ટ્રીયકરણ કરે છે.

વિચારવા જેવું આ છે કે ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવાથી શું સમસ્યાનો ઉકેલ આવી શકે છે ? રાષ્ટ્રીયકૃત ઉદ્યોગમાં પણ વધારાનું મૂલ્ય અર્થાત્ નફો પેદા થશે; તો સવાલ આ છે કે આ નફો ક્યાં લઈ જવો અને એ પણ જોઈ લેવું જોઈએ કે આજે નફાનો વ્યવહારમાં ખરેખર શું ઉપયોગ થઈ રહ્યો છે.

શરૂઆતમાં ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવે છે. પેદા થતા નફા વડે મજૂરોને થોડો ભાગ આપવામાં આવે છે, બાકીના લોકો માટે કંઈ પણ નહીં !

કોઈ ઉદ્યોગના નફામાંથી માત્ર એમાં કામ કરનારાઓને જ ભાગ મળે છે, બીજા કારખાનાઓમાં કામ કરતા મજૂરો અથવા દેશના ગરીબ લોકોનો આમાં કોઈ હિસ્સો હોતો નથી. રાષ્ટ્રીયકરણનો અર્થ એવો થવો જોઈતો ન હતો. નફો રાષ્ટ્રની તમામ પ્રજા વચ્ચે વ્હેંચાવો જોઈએ.

સામ્યવાદી રાજ્ય કાયદાના જોરે નફો છીનવી લઈ બીજાઓને આપી દે છે. આનાથી ઊલ્ટું, ઇસ્લામમાં વધારાના મૂલ્યને બીજાઓ માટે ખર્ચ કરવા માટે ઉત્તેજન આપવામાં આવે છે અને એ માટે તાકીદ કરવામાં આવે છે. આ કામની પાછળ અસલ ચાલકબળ રાજ્યનું દબાણ નથી બલ્કે શ્રદ્ધા અને અકીદાની શક્તિ હોય છે.

સામ્યવાદી દેશોમાં ઉદ્યોગનું જ રાષ્ટ્રીયકરણ કરવામાં આવે છે. નફાની વ્હેંચણીની જે કંઈ વ્યવસ્થા થાય છે તે એમની વચ્ચે જ થાય છે. બાકીની એ મિલ્કતો જે લોકોના કબ્જામાં હોય છે એમાંથી પ્રાપ્ત થનારા નફાની વ્હેંચણીનો કોઈ ખ્યાલ જ નથી. અને ન તો વ્યવહારમાં જ આની કોઈ વ્યવસ્થા રાખવામાં આવી છે. જ્યારે ઈસ્લામ વ્યક્તિઓની આવકના વધારાના મૂલ્યને પણ બીજાઓ માટે ખર્ચવાની તાકીદ કરે છે. વધારાના મૂલ્યના જ એક ભાગને ભલાઈના કામો માટે કાઢવાને અને ખર્ચવાને ઝકાતનું નામ આપે છે. અરબી ભાષામાં ઝકાતનો અર્થ શુદ્ધ કરવું તેમજ સ્વચ્છતા થાય છે. પોતાની આવકમાંથી એક ભાગ જુદો કાઢવો ઝકાત છે. જાણે ઝકાત આપીને માણસ પોતાના ધનને શુદ્ધ બનાવે છે. આવું ન કરવામાં આવે તો બધું જ ધન અશુદ્ધ બની જાય છે. આવું ઉચ્ચ દરજ્જાનું શિક્ષણ દુનિયામાં માત્ર ઈસ્લામે જ આપ્યું છે.

અહીં કોઈ એવો વાંધો ઉઠાવી શકે કે પોતાના ધનમાંથી ભલાઈના માટે ખર્ચ કરવાની તાલીમ તો ધર્મની એક ભલામણ છે. કોઈ ધનવાન જો છેતરવા માગતો હોય તો એને છેતરપિંડી કરતાં કેવી રીતે અટકાવી શકાશે ?

આ વાંધાનો જવાબ અમને ઈતિહાસમાંથી મળે છે. ઝકાતનો ઈન્કાર કરનારા લોકો વિરુદ્ધ પ્રથમ ખલીફા સૈયદના અબૂબક્ર સિદ્દીક રદિ.એ તલવાર ઉઠાવી હતી. જો કે દેખીતી રીતે ઝકાતનો ઈન્કાર કરનારા લોકો મુસલમાન અને ઈસ્લામના માનનારા હતા. દીને ઈસ્લામને માનનારાઓ અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમમાં વિશ્વાસ ધરાવનારાઓની સામે અને નમાઝ પઢનારા લોકો સામે આ તલવાર ઊઠી હતી. જે અપરાધ એમણે કર્યો હતો એ સંગીન અપરાધ હતો. અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા પછી જે વસ્તુ ઉપર ઈસ્લામ વધુ ભાર આપે છે એ ઝકાત છે, અર્થાત્ પોતાના ધનમાંથી એક ભાગ અલગ કાઢી પોતાના નબળા ભાઈઓની મદદ કરવી. અહીં આ વાત ધ્યાનમાં રહે કે વ્યક્તિઓ પોતાની અંગત આવક અને અંગત મિલ્કતમાંથી બીજાઓ ઉપર ખર્ચ કરે એવી તાલીમ સામ્યવાદ આપતું નથી. પરંતુ ઈસ્લામ જ છે જે ભારપૂર્વક તાકીદ કરે છે કે આ જાતનો ખર્ચ ફરજિયાત કરવામાં આવે અને જો આવો ખર્ચ કોઈ ન કરે તો, પછી તે મુસલમાન જ કેમ ન હોય, ઈસ્લામની તલવાર એની સામે ઉપાડવામાં આવશે.

આમ, ઈસ્લામ સામ્યવાદ કરતાં ઉચ્ચ અને ઉત્તમ છે. સામાન્ય રીતે મૂડીપતિના મગજમાં આ વાત હોય છે કે એની મૂડી એના પોતાના આરામ અને સગવડ માટે છે, આને બીજાઓ ઉપર ખર્ચવી પોતાના માટે ગરીબીને નિમંત્રણ આપવું છે. આ જ બીક સામાન્ય રીતે લોકોને રહેતી હોય છે.

ઈસ્લામ સૌ પ્રથમ આ ડરને ધરમૂળમાંથી ઉખાડી નાખે છે. કુર્આન છડેચોક જાહેર કરે છે કે ખર્ચ કરવાથી તંગી નહીં પણ મોકળાશ આવે છે :

"શેતાન તમને ગરીબીથી ડરાવે છે ને શરમજનક આચરણ (કંજૂસી) અપનાવવા માટે પ્રેરે છે. પરંતુ અલ્લાહ તમને પોતાની માફી અને કૃપાની આશા અપાવે છે. અલ્લાહ ખૂબ ઉદાર અને જાણકાર છે." (સૂરઃ બકરહ-૨૬૮)

કંજૂસાઈ શું છે ? પોતાની જરૂરિયાતો માટે, પોતાના પરિવારની જરૂરિયાતો માટે અને બીજા લોકોની જરૂરિયાતો માટે ખર્ચ કરવાની જગ્યાએ પૈસો ભેગો કરવો.

તામિળ ફિલ્મ-જગતમાં એક વિખ્યાત ગાયક હતા જેઓ બહુ જ કંજૂસ હતા. એમના પુત્રના પગમાં ઘા વાગ્યો તો તેની સારવાર માટે ખર્ચ કરવાથી પણ તેઓ દૂર ભાગતા હતા. પરિણામ એ આવ્યું કે છોકરો અવસાન પામ્યો. આ છે કંજૂસાઈનું પરિણામ ! આવી કંજૂસાઈ અને કર કસરનો ઈસ્લામ સખ્ત વિરોધ કરે છે.

ઇસ્લામે માત્ર ખર્ચ કરવાનું જ શિક્ષણ આપ્યું નથી બલ્કે આની સાથે જ ખર્ચ કરવાના નિયમો પણ શીખવાડ્યા છે. અમુક લોકો ખર્ચ તો કરે છે પણ ઉપકાર જતાવવા માટે અથવા એમનો આશય નામના મેળવવાનો હોય છે. આ અને આવી જાતના બીજા ચાલકબળોને ઇસ્લામ નાજાઇઝ એટલે કે પ્રતિબંધિત ઠરાવે છે અને એમને મિટાવે છે. એ કહે છે કે ખર્ચ કરવું એ દીનની એક ફરજ છે અને નમાઝ પછી ઇસ્લામનો બીજો મોટો સ્તંભ છે. અલ્લાહતઆલાની પ્રસન્નતા મેળવવા સિવાય તમારા ખર્ચનો બીજો કોઈ હેતુ હોવો જોઈએ નહીં. આ જ વાતની કુર્આન તાકીદ કરે છે.

મેં અમુક શહેરોમાં જોયું છે કે કોઈ ભાઈએ એક સંસ્થામાં ટ્યૂબ-લાઈટ ભેટ તરીકે આપી અને તેની ઉપર દાતાનું નામ એવી ખરાબ રીતે લખવામાં આવ્યું કે પ્રકાશ જ બરાબર પડતો ન હતો. ઇસ્લામ કહે છે કે આવી રીતનો ખર્ચ અને આવું દાન ખોટું જ નહીં બલ્કે તમામ નેક કર્મોનો નાશ કરનાર છે. અમુક લોકો બીજાઓને નાણાંકીય સહાય અથવા બીજી મદદ તો કરે છે પરંતુ પોતાના ઉપકારનું દબાણ મદદ લેનાર ઉપર એટલી હદે કરે છે કે એનું દિલ દુભાઈ જાય છે. આવી બધી જ પ્રવૃત્તિઓ ઉપર ઇસ્લામ પ્રતિબંધ મૂકે છે. કુર્આનમાં છે કે :

"એક મધુર વચન અને કોઈ અણગમતી વાતની થોડીક અવગણના એ દાન કરતાં બહેતર છે જેની પાછળ કષ્ટદાયક વાત હોય." (સૂરઃ બકરહ-૨૬૩)

વિનોબા ભાવે જ્યારે ભૂદાન ચળવળ ચલાવી રહ્યા હતા ત્યારે અમુક લોકો સારી ભૂમિનું દાન કરનારા પણ હતા, પણ ઘણા લોકો બિનઉપજાઉ અને પથરાળ જમીન જ દાનમાં આપી રહ્યા હતા.

પોતાના ઘરના ફાટેલા કપડા, ભાંગ્યો-તૂટ્યો સામાન બીજાઓને આપનારા ઉદાર માણસો પણ દુનિયામાં જોવા મળે છે. ફાટેલી નોટો અને ખોટા સિક્કા દાનમાં આપનારા લોકો પણ દુનિયામાં જોવા મળે છે. ફાટેલી નોટો અને ખોટા સિક્કા દાનમાં આપનારા દુનિયામાં તમને ઘણાં મળશે. પણ ઇસ્લામ પોતાની પાસેની સર્વોત્તમ વસ્તુઓ ખર્ચ કરવાની તાલીમ આપે છે. પોતાની પસંદગીના કપડા, પોતાને ગમતો ખોરાક, મન-ભાવન સંપત્તિ આ બધી જ વસ્તુઓ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાની તાકીદ કરે છે. પોતાની કમાણીમાં જે શ્રેષ્ઠ વસ્તુઓ છે એમને તમે અલ્લાહના રાહમાં ખર્ચ કરો. આ છે ઇસ્લામનું શિક્ષણ. કુર્આનમાં છે :

"હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો ! જે માલ તમે કમાવ્યા અને જે કંઈ અમે ધરતીમાંથી તમારા માટે કાઢ્યું છે, તેમાંથી શ્રેષ્ઠ હિસ્સો અલ્લાહના રાહમાં ખર્ચો. એવું ન થાય કે તેના માર્ગમાં ખર્ચવા માટે ખરાબમાં ખરાબ વસ્તુ કાઢવાની કોશિશ કરો." (સૂરઃ બકરહ-૨૬૭)

તમે બીજાઓને ભોજન, વસ્ત્રો કે જે કંઈ નાણાકીય મદદ પણ આપો છો, ઈસ્લામ તેને છૂપી રીતે આપવાને ઉત્તમ ગણે છે. જો કે જરૂર પડ્યે જાહેરમાં પણ મદદ આપી શકાય છે ! કુર્આનમાં છે કે :

"જો તમે તમારા દાન જાહેર કરી દો તો આ પણ સારૂં છે, પરંતુ જો છુપાવીને જરૂરતમંદને આપો તો આ તમારા પક્ષે વધુ સારૂં છે." (સૂરઃ બકરહ-૨૭૧)

ખર્ચ કરવાની બાબતમાં એક રીત એ પણ છે કે એક ઉડાઉ અને શરાબી તમારી પાસે મદદ માગવા આવે તો શું તમે તેની મદદ કરશો ? જો મદદ કરશો તો તે મદદ કેવી ગણાશે ? ઈસ્લામે આ સવાલોનો પણ જવાબ આપ્યો છે. ખોટું કામ કરનાર અને અણસમજના હાથમાં પૈસો આપવો જોઈએ નહીં. આ ઈસ્લામની તાલીમ છે; તેમ છતાં તેના ભોજન-વસ્ત્રોની વ્યવસ્થા કરવી જોઈએ. કુર્આનમાં છે :

"અને પોતાનું એ માલ જેને અલ્લાહે તમારા માટે જીવન-નિર્વાહ માટેના સાધનો બનાવ્યા છે. લોકોને ન સોંપો, અલબત્ત, તેમને અલ્પ ખોરાકી પોશાકી આપો અને એમને નેક શિખામણ આપો." (સૂરઃ નિસા-૫)

એમની મૂળભૂત જરૂરિયાતો એટલે કે ભોજન અને વસ્ત્રોની ચિંતા કર્યા પછી ઈસ્લામ આ અંગે આદેશ આપે છે, આવો ! એની ઉપર પણ નજર નાખી લઈએ:

૧. તમારા અને તમારા પરિવાર ઉપર ખર્ચ કર્યા પછી જે બચત થાય એમાંથી અલ્લાહના રાહમાં ખર્ચ કરો.

૨. પોતાની શક્તિથી વધારે ખર્ચ ન કરો અને ન તો કંજૂસાઈ જ કરો. તમારી ચાલ મધ્યમ રાખો.

૩. એવું ન કરો કે ખર્ચ કરવાથી પોતાનો હાથ એકદમ રોકી જ દો, અને ન તો એવો ખુલ્લો જ રાખો કે તમે પોતે જ મદદના હક્કદાર બની જાઓ.

૪. તમારા પોતાના ગરીબ સગા, જરૂરતમંદ લોકો, ફકીર, અનાથ અને વટેમાર્ગુ, આ લોકો તમારી મદદના હક્કદાર છે.

પોતાની પાસેના ધન ઉપર ઝકાત ફરજિયાત છે. આ ફરજ પ્રત્યે ગફલત

કરનારાઓ માટે સખ્ત ધમકી સંભળાવવામાં આવી છે. એક વખત નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું : આખિરતમાં તમને આગના કંગન પહેરાવવામાં આવશે. પેલી મહિલાએ એ કંગનનું દાન કરી દીધું.

ઝકાતની રકમ કોના માટે વાપરી શકાય એ બાબતમાં કુર્આનની અંદર સ્પષ્ટતા કરવામાં આવી છે. ગરીબો, જરૂરતમંદ લોકો, દેવાદાર, અનાથ, મુસાફરની મદદ ઉપરાંત ઝકાતની રકમનો ઉપયોગ તાલીફે કલ્બ માટે પણ ઝકાતમાંથી ખર્ચ કરી શકાય છે. આવી જ રીતે કેદીઓને છોડાવવા માટે પણ ઝકાતનો પૈસો ખર્ચ કરી શકાય છે. આ ઉપરાંત ઝકાત ઉઘરાવવાની કામગીરી માટે નીમાયેલા લોકોનું મહેનતાણું પણ ઝકાતમાંથી ચૂકવી શકાય છે. ઝકાતની રકમ જેના પર ખર્ચ કરી શકાય છે તેવા કામો પૈકી એક ફી-સબીલિલ્લાહ પણ છે. ફી-સબીલ્લિાહ પોતાની અંદર જે અર્થ ધરાવે છે તે સર્વગ્રાહી અને પારિભાષિક શબ્દ છે. ભલાઈના તમામ કામો ફી-સબીલિલ્લાહ હેઠળ આવે છે. ખાસ કરીને દીનના પ્રચાર-પ્રસાર માટે અને તેની સરબુલંદી માટેના પ્રયાસો વિગેરે કામો ફી-સબીલિલ્લાહમાં આવી જાય છે.

મા-બાપ અને બાળકો વિગેરેનું ભરણ-પોષણ વ્યક્તિની જવાબદારી છે. આ લોકો માટે ઝકાત વાપરી શકાય નહીં. ધનનો આ ભાગ તો બીજાઓ માટે જ અલગ કાઢવાનો હુકમ આપવામાં આવ્યો છે.

હવે ઇસ્લામી તાલીમની બીજી એક બાજુ પણ જુઓ. બને ત્યાં સુધી હાથ ફેલાવવાથી કે માગવાથી બચવાની ઇસ્લામે તાકીદ કરી છે. માણસે પ્રયત્ન કરવો જોઈએ કે તે આપનાર બને, લેનાર નહીં. કોઈની સામે હાથ ફેલાવવા કરતાં બહેતર છે કે તે લાકડા કાપે અને તેનાથી પોતાનું ગુજરાન ચલાવે. આ અંગે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું ફરમાન છેઃ

એક વખત એક બદ્દુને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે બોલાવ્યો અને તેના હાથોને ચુંબન કર્યું, એના હાથ ઉપર મહેનત-મજૂરીના નિશાન હતા. તે પોતાનું ગુજરાન કરવા માટે મહેનત-મજૂરી કરતો હતો. એટલા જ માટે ખુશ થઈને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે તેના હાથોને ચુંબન કર્યું.

એક તરફ ઇસ્લામે હાથ ફેલાવવાથી અને માગવાથી રોક્યા છે તો બીજી તરફ દિલથી બીજાઓ માટે પોતાનો માલ ખર્ચવાનો હુકમ આપ્યો છે. આના ઉપરથી જણાય છે કે ઇસ્લામની તાલીમમાં બેહદ ખૂબીઓ અને સમતુલન મોજૂદ છે.

# કેટલીક સ્પષ્ટતાઓ

"ઈસ્લામ જેને હું ચાહું છું" વાંચીને કેટલાક લોકોએ મિ. અડિયારને ઈસ્લામ વિષે કેટલાક વાંધા અને કેટલાક પ્રશ્નો પૂછ્યા. અમે એ સવાલો અને વાંધાઓના જવાબ વાચકોને રસ પડે એટલા માટે અહીં આપી રહ્યા છીએ.

## મુસ્લિમ દેશોના અંદરો-અંદરના ઝઘડા અને ઇસ્લામ

એક બિનમુસ્લિમ મિત્રે સવાલ કર્યો છે કે આજે આપણે જોઈએ છીએ કે મુસ્લિમ દેશો અંદરો-અંદર ઝઘડી રહ્યા છે. જો કે તેઓ બધા જ ઈસ્લામના અનુયાયીઓ છે. તો પછી ઈસ્લામ સાથે પ્રેમ હોવાનો શો મતલબ ? આ સવાલનો જવાબ આપતાં મિ. અડિયારે કહ્યું કે :

"જ્યાં સુધી હું સમજું છુ. પ્રેમ તો પ્રેમ જ છે. મુસલમાન શું કરે છે તેનો તેની સાથે કોઈ સંબંધ નથી. મુસલમાનોની ભૂલો અને ખામીઓને જોઈને હું ઈસ્લામની પ્રશંસા કરવાથી રોકાઈ શકું નહીં. આ જવાબ સામે એક ભાઈએ કહ્યું કે,

"આરબ દેશો જો એકબીજા સાથે યુદ્ધ કરે તો શું ઈસ્લામમાંથી વિશ્વાસ ઊઠી જતો નથી ?"

મિ. અડિયારે જવાબ આપ્યો કે આમ બાહ્ય રીતે જોતાં આ સવાલમાં વજન દેખાય છે, પરંતુ હકીકત સાવ જુદી જ છે. વિશ્વાસ ન રહેવા માટે કોઈ નક્કર અને મજબૂત પાયો જોઈએ. આપણે જોઈએ છીએ કે ચીન અને વિયેતનામ બંને જ સામ્યવાદી દેશો લાલ ઝંડાધારી છે તેમ છતાં પણ બંને વચ્ચે લડાઈ થઈ. શું ભારતના સામ્યવાદીઓ એમ કહી શકશે કે સામ્યવાદમાંથી અમારો વિશ્વાસ ઊઠી ગયો છે ? ચોક્કસ તેઓ આવું નહીં કહે. આવી જ રીતે આપણે જોઈએ છીએ કે હિટલર અને ચર્ચિલ બંને ખ્રિસ્તી હતા. બંનેની આગેવાની નીચે જર્મની અને ઇંગ્લેન્ડ વચ્ચે સૌથી ભયંકર અને ભયાનક યુદ્ધ થયું. શું આ લડાઈએ ખ્રિસ્તીઓના દિલોમાંથી એમનો વિશ્વાસ છીનવી લીધો અને એમણે ખ્રિસ્તી ધર્મને ત્યજી દીધો ? હરગિજ નહીં ! આ ઉપરાંત જુઓ કે ભારતમાં મંદિરોના પૂજારીઓ અને ઈશ્વર વચ્ચે વારંવાર ઝઘડા થયા તો શું મંદિરોના પૂજારીઓ ઈશ્વર વિમુખ બનીને નાસ્તિક

અને ભગવાનનો ઇન્કાર કરનારા થઈ ગયા ? હરગિજ નહીં !!

જો આ બનાવો સાચા છે તો મુસ્લિમ દેશોના અંદરો-અંદરના ટકરાવથી ઇસ્લામ-અસંતોષનો સવાલ જ ક્યાં ઊભો થાય છે ?

આ તો અલગ અલગ દેશોના ઝઘડા છે જેનો ધર્મ અને આસ્થા સાથે કોઈ સંબંધ નથી. આ ઝઘડા આજે છે તો કાલે સમાપ્ત પણ થઈ શકે છે. પરંતુ આસ્થા અને વિશ્વાસ આજે પણ બાકી છે અને કાલે પણ બાકી રહેશે. આ બદલાતી અને હચમચી જનારી વસ્તુ નથી.

આજે દુનિયામાં સામ્યવાદ એક શક્તિની હેસિયત ધરાવે છે અને એના મુકાબલે મૂડીવાદ એક બીજી શક્તિ છે. ત્રીજી શક્તિ જો દુનિયામાં કોઈ હોય તો તે ઇસ્લામની શક્તિ છે.

ઉપરોક્ત બન્ને શક્તિઓ અંતે તો ત્રીજી શક્તિ આગળ ઝૂકશે, ઇતિહાસનો અભ્યાસ આ જ દર્શાવે છે. ભૂતકાળનો ઇતિહાસ પણ, વર્તમાન ઇતિહાસ પણ અને ભવિષ્યનો ઇતિહાસ પણ, બધા જ આ બાબત તરફ નિર્દેશ કરે છે.

આ બધા ઇસ્લામી દેશો બહુ ગરીબ હતા પરંતુ આરબના રણ પ્રદેશમાંથી દુનિયામાં પ્રકાશ ફેલાશે, આ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ઘોષણા હતી. આપણે જોઈ રહ્યા છીએ કે આજે ત્યાં પથ્થરોમાંથી પેટ્રોલ નીકળી રહ્યું છે.

આરબો ઇસ્લામી આસ્થા ઉપર વિશ્વાસ અને શ્રદ્ધા પ્રગટ કરશે તો એમની ઉપર અલ્લાહની કૃપા દુનિયામાં પણ અસીમ હશે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું જીવન નિષ્કલંક હતું. આવી જ રીતે પ્રથમ ચાર ખલીફાઓના જીવન પણ. ઇતિહાસના પાછલા યુગમાં કેટલાક નવાબો અને બાદશાહોના કદમ ડગ્યા છે, કેટલીક ભૂલો એમના હાથે થઈ છે, પરંતુ સમગ્ર મુસ્લિમોના દીન ઉપરનો અને પોતાના સિદ્ધાંતો ઉપરનો વિશ્વાસ અડગ રહ્યો છે. આરંભકાળમાં એમની સંખ્યા લાખોમાં હતી તો આજે આ સંખ્યા વધીને કરોડો ઉપર પહોંચી છે. આના ઉપરથી જણાય છે કે મુસલમાન અને મુસ્લિમ દેશોની ભૂલો અને ખામીઓને લીધે વિશ્વાસ અને આસ્થા ડગી જવાનો સવાલ જ ઊભો થતો નથી, વ્યક્તિઓની ભૂલોના લીધે સિદ્ધાંતો ખોટા પડી જતા નથી કે પરાસ્ત થઈ જતા નથી !

હકીકત તો એમ છે કે દુનિયાની સૌથી વધુ ગૂંચવણભરી સમસ્યાઓનો ઉકેલ

અને દુનિયાની મુસીબતોનો ઇલાજ ઇસ્લામ જ છે. સૂર્ય જો ઝાંખો પડી જશે તો પ્રકાશ ક્યાંથી આવશે ? સમુદ્ર જો ખારાશ ત્યજી દે તો મીઠું ક્યાંથી આવશે ? ઝરણું સૂકાઈ જાય તો પાણીના વહેણ ક્યાંથી આવશે ? ઇસ્લામ પરાજિત થઈ જાય તો દુનિયા અને માનવજાતિ પોતાના દુઃખોનો ઇલાજ ક્યાંથી મેળવશે ?

## ઈસ્લામમાં સજાઓ

સામાન્ય રીતે બિનમુસ્લિમ મિત્રોમાં એક વાત પ્રખ્યાત છે અને તેને બહુ ફેલાવવામાં પણ આવી છે કે મુસલમાનો નિર્દયી હોય છે. અને એમને ત્યાં સજાઓ પણ પાશવી આપવામાં આવે છે. ચોરનો હાથ કાપી નાખવામાં આવે છે અને વ્યભિચારની સજા 'રજમ' (પથ્થરો મારીને મૃત્યુ નિપજાવવું)ની સજા આપવામાં આવે છે. એમ પણ કહેવામાં આવે છે કે મુસલમાનોએ લશ્કરી આક્રમણ કરી મંદિરો તોડ્યા છે અને અત્યાચારને વ્યાજબી ગણાવ્યો છે. આ બધી વાતોને લીધે કહેવામાં આવે છે કે મુસલમાન જાલિમ અને નિર્દયી હોય છે !

આ આરોપો મૂકતા પહેલાં લોકોએ પોતાની તરફ પણ જરા જોઈ લેવું જોઈએ, પછી ખરી હકીકત ખુલીને સામે આવી શકે છે.

- પુત્રે વાછરડાને મારી નાખ્યો તો મનુસ્મૃતિના આદેશ પ્રમાણે ચોલાન (Cholan)એ પોતાના પુત્રને ફાંસી આપી દીધી. આ કૃત્યને શું કહેવું ?

- રાજાના બાગમાંથી એક ફળ નદીમાં પડીને વહી આવ્યું તેને એક છોકરીએ ઉઠાવીને ખાઈ લીધું. નિન્નન (Ninnen) નામના રાજાએ આ અપરાધ બદલ તેને મૃત્યુદંડ આપ્યો.

- વિખ્યાત કવિ કંગીના પગના કડાંને એક સોનીએ ચોરી લીધા તો એ વખતના બધા જ સોનીઓની હત્યા કરવામાં આવી.

- જ્ઞાન સમંદર નામના આગેવાન એક મઠમાં બિરાજમાન હતા તો સમનર નામની એક જાતિના લોકોએ આ મઠને આગ લગાડવાની કોશિશ કરી. આ ગુના બદલ એ જાતિના આઠ હજાર માણસોને શૂળીએ ચઢાવવામાં અવ્યા.

- અપ્પર નામના એક માણસને ધર્મ પરિવર્તનના ગુનાસર પથ્થર સાથે બાંધીને સમુદ્રમાં ફેંકી દેવામાં આવ્યો. જ્યારે તે બચી ગયો તો તેને ચૂનાના ભઠ્ઠામાં નાખી દેવામાં આવ્યો.

- તનાલીરામનના કિસ્સાઓમાં એક કિસ્સો એવો પણ આવે છે કે રાજાના હુકમનો અનાદર કરનારા લોકોને જીવતા દાટી દેવામાં આવ્યા અને અમુકને હાથીના પગ નીચે ચગદી નાખવામાં આવ્યા.

- તામિલનાડુના થિરૂમલાઈ અને મૈસૂરના એક રાજા વચ્ચે યુદ્ધ થયું, આમાં લોકોના નાક વાઢી નાખવામાં આવ્યા. મૈસૂરના રાજાએ તામિલનાડુ સામે બદલો લેવા માટે જ આક્રમણ કર્યું હતું અને લોકોના નાક-કાન અને હોઠ કાપી લીધા હતા. પછી આના જવાબમાં એ વખતના તામિલનાડુના રાજાએ પણ મૈસૂર પર હુમલો કર્યો અને તેણે પણ પોતાના શત્રુઓના નાક અને હોઠ કાપ્યાં (નાયક રાજાઓના ઐતિહાસિક પુસ્તકોમાંથી.)

- બાળકોની બલિ આપવી, માનવ અંગો ભેટ ધરવા, આવા રિવાજો આજે પણ દેશમાં કેટલીય જગ્યાએ જોવા મળે છે. શું આ દયા અને રહેમના કામો છે?

- પાશ્ચાત્ય જગતમાં શૂળીએ ચઢાવવાની વાત સામાન્ય રહી છે. હઝરત ઈસા અલૈહિસ્સલામને શૂળીએ ચઢાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. સેન્ટ પિટરને ઊંધો લટકાવીને શૂળીએ ચઢાવવામાં આવ્યો.

- જોન ઓફ આર્કને જીવતો જલાવી દેવામાં આવ્યો.

- પ્રોટેસ્ટન્ટ પંથને અપનાવનારાઓના માથા ભાંગીને મગજના ચૂરેચૂરા કરવામાં આવ્યા અને એમને જીવતા બાળી મૂકવામાં આવ્યા.

- ઢોર-ઢાંખરની જેમ માણસોને પકડી આફ્રિકા લાવવામાં આવ્યા અને યુરોપના બજારોમાં ગુલામ બનાવીને લીલામ કરવામાં આવ્યા. આ હતી પશ્ચિમની સંસ્કૃતિ!!

- હિટલરે ગેસ ચેમ્બરમાં અસંખ્ય લોકોનો ખાત્મો બોલાવી દીધો.

- આજે પણ ભારતની જુદી જુદી જગ્યાઓથી આ સમાચાર આવે છે કે હુલ્લડોમાં માણસોને જીવતા બાળી મૂકવામાં આવ્યા. વલ્લીપૂરમ, જમશેદપૂર અને ભીલસાના બનાવો આના પુરાવા છે.

આવી રીતે દુનિયાના દરેક દેશનો ઇતિહાસ જુલ્મ અને અત્યાચારના કિસ્સાઓથી કલંકિત દેખાય છે. વિવિધ માન્યતાઓને આધાર બનાવીને માનવીએ જુલ્મને યોગ્ય ઠેરવ્યું છે. સાથોસાથ તેના તરફથી રહેમદિલી અને ઉદારતાનું પ્રદર્શન પણ થાય છે. પાશવી અને અત્યાચારી વિચારોને ખતમ કરીને તેની જગ્યાએ સાચા અર્થમાં દયાની તાલીમ આપનાર જો કોઈ સાચો ધર્મ છે તો તે ઇસ્લામ છે!

કેટલાક ધર્મોમાં ખુદાના ગુણોને વહેંચીને દરેક ગુણનો એક ખુદા માનવામાં

આવે છે. કેટલાક ધર્મોમાં તેનું અસ્તિત્વ ગુણવિહીન માનવામાં આવે છે. પરંતુ ઈસ્લામમાં ખુદાતઆલાની હસ્તી સર્વથા દયા અને રહેમત દેખાય છે. ખુદ રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના આગમનનો દયા અને રહેમત તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. કુર્આનમાં અલ્લાહને ઠેરઠેર રહેમાન અને રહીમ કહેવામાં આવ્યો છે. અલ્લાહને એ પસંદ છે કે એની રહેમતના ગુણનું પ્રતિબિંબ એના બંદાઓના જીવનમાં પણ મોજૂદ હોય !

ઈસ્લામની તાલીમ છે દરેક કામ અલ્લાહ રહેમાન અને રહીમના નામ સાથે શરૂ કરવામાં આવે. ઈસ્લામે સલામ કરવાની જે રીત શીખવાડી છે એના ઉપરથી પણ કૃપા અને દયા જ વ્યક્ત થાય છે. સાચો મુસલમાન બીજાઓ પ્રત્યે મહેરબાન, પ્રેમાળ અને દયાળુ હોય છે. કુર્આનની તાલીમ આ જ છે. અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની રીત પણ આ જ છે. અમુક લોકો જો આ દયાના રસ્તેથી ચલિત થઈ જાય તો ઈસ્લામ એમને સીધા રસ્તે પાછા ફરવાની તાકીદ કરે છે.

તુર્કસ્તાનમાં એક બાદશાહ સુલ્તાન સલીમ હતા. તેઓ પોતાના તાબેદારો સાથે ઘણા કડક હતા. પોતાના દેશની બધી ભાષાઓ અને બધા જ ધર્મો મિટાવીને એક જ ભાષા અને એક જ ધર્મ ચાલુ કરવાનો ઈરાદો ધરાવતા હતા. પણ એ વખતે શૈખુલ ઈસ્લામના સખત વિરોધના લીધે સુલ્તાનને પોતાની આ યોજના ખતમ કરી નાખવી પડી.

મોજ-મજા ખાતર પશુ-પક્ષીઓને લડાવવાનો રિવાજ જુદા જુદા દેશોમાં આજે પણ જોવા મળે છે. ઈસ્લામે આ રિવાજને સખત રીતે વખોડી કાઢ્યું છે.

અદી બિન હાતિમે કીડીઓને ખોરાક પહોંચાડ્યો. આ ઈસ્લામની તાલીમની અસર હતી. રસ્તા ઉપર ચાલવાનો હક જાનવરોને પણ છે, એમને હઠાવી શકાય નહીં. શીરાઝીએ એલાન કર્યું. આ પ્રકારના કિસ્સા મુસલમાનોના ઈતિહાસમાં જોવા મળે છે.

ઊંટની ઉપર જો ત્રણ જણ સવાર થયેલા હોય અને ઊંટ વજનના લીધે દબાતો હોય તો જબરજસ્તી એક જણને ઉતારી દો, આ આદેશ પણ ઈસ્લામમાં મળે છે !

એ સાચું છે કે દયાની તાલીમ આપનાર ઈસ્લામ ગંભીર અપરાધો બદલ આરોપીઓને સખત સજાઓ આપવાનો પણ આગ્રહ રાખે છે. નિઃશંક ઈસ્લામે ચોરના હાથ કાપવાનો હુકમ આપ્યો છે પરંતુ આના પરિણામો અને અસરોને

પણ જોવા જોઈએ. જે મુસ્લિમ દેશોમાં આ કાયદો અમલમાં છે ત્યાં ચોરીના બનાવ ક્યારેક જ બને છે.

આરબ દેશોમાં હત્યારાનું ડોકું તલવારથી ઉડાડી મૂકવામાં આવે છે જ્યારે બીજા દેશોમાં ફાંસીની સજા આપવામાં આવે છે, અથવા વીજળીની ખુરશી પર બેસાડીને મોતની સજા આપવામાં આવે છે. શૂળી ઉપર ચઢાવીને અથવા વીજળી દ્વારા સખત પીડા સાથે જીવ નીકળે છે તેથી તલવારથી ડોકું ઉડાવી દઈ મોતની સજા આપવાને જ બેહતર કહી શકાય.

**શું મુસલમાનોએ મંદિરો તોડ્યાં છે ?**

આવી જ જાતનો એક પાયા વગરનો આરોપ આ છે કે મુસલમાનોએ ભારતના મંદિરો તોડ્યા છે.

આવા આરોપ મૂકતી વખતે આપણે ભૂલી જઈએ છીએ કે આવી પ્રવૃત્તિઓ ખુદ ભારતમાં જ બીજા લોકોએ પણ કરી છે. આપણે ત્યાં સમનર પંથના મંદિરોનો નાશ કરવામાં આવ્યો છે. આપણે એ ભૂલી ગયા કે નાગા નાટ્યમની મૂર્તિઓ લૂંટવામાં આવી અને ત્યાં જે સોનું હતું એને તરૂમંગઈ સ્થળના આશાવાર ઉઠાવી ગયા.

આપણે એમ તો કહીએ છીએ કે મુસલમાનોએ મંદિરો તોડ્યા પરંતુ આપણે એ ભૂલી જઈએ છીએ કે એમણે હિંદુ મંદિરોને જમીનો ભેટ આપી. મુસલમાનોએ જો થોડાક મંદિરો તોડ્યા છે તો એના કારણો થોડા બીજા જ રહ્યા હશે. ઈસ્લામની એ તાલીમ જ નથી કે બીજાઓના પૂજા સ્થાનોનો નાશ કરવામાં આવે.

આ વિષય અંગે એક ભાઈએ એક સવાલ પૂછયો છે કે ભારતના ઇતિહાસ ઉપરથી એમ જણાય છે કે મુસલમાનોએ મંદિરો તોડ્યા અને મૂર્તિઓ તોડી છે. આ અંગે તમે શું કહો છો ?

"હકીકત આ છે કે ભારતનો ઇતિહાસ જે લોકોના હાથમાં છે તે કોઈ સાચો અને સંશોધનના આધારે સંપાદિત થયેલો ઇતિહાસ નથી. મુસલમાનો અને બીજા ધર્મોના લોકો વચ્ચે દુશ્મનાવટ ઊભી કરવાના આશયથી પશ્ચિમના ફિત્નાખોરોએ આવો ઇતિહાસ લખ્યો છે. જો એમ પુરવાર થઈ જાય કે મુસલમાનોએ મંદિરો તોડ્યા છે અને મૂર્તિઓને ભાંગી નાખી છે, તો મારો જવાબ આ હશે કે ઈસ્લામમાં બીજા ધર્મોના મંદિરો અને મૂર્તિઓને તોડવાની એમને જરાય પરવાનગી આપી નથી. આ કૃત્ય કરનારા ચાહે મહમૂદ ગઝનવી હોય કે એમના સેનાપતિ, ઈસ્લામ

સાથે કોઈ સંબંધ નથી બલ્કે ઈસ્લામી રાજ્ય તો બિનમુસ્લિમ પૂજાસ્થાનોની રક્ષા કરવા માટે જવાબદાર છે."

મૂર્તિઓની પૂજા ખોટી છે. લોકોમાં આ સભાનતા ઈસ્લામ પેદા કરે છે અને આ માટે તે સ્પષ્ટ દલીલો સામે મૂકે છે. દીનની બાબતમાં કોઈ બળજબરી નથી. ઈસ્લામે આ જાહેરાત સાફ શબ્દોમાં કરી દીધી છે. તે ચાહે છે કે લોકોના દિલની દુનિયા શિર્ક અને કુફ્રથી શુદ્ધ બને અને તેમાં સત્યનો પ્રકાશ ફેલાય. આ માટે તે પ્રચાર અને પ્રસારની પદ્ધતિ અપનાવે છે. બળજબરીની રીત એના સ્વભાવની તદ્દન વિરુદ્ધ છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે કા'બામાંથી મૂર્તિઓ દૂર કરી છે. આ એક ઐતિહાસિક ઘટના છે. પરંતુ અહીં આ વાત ન ભૂલવી જોઈએ કે કા'બાની હેસિયત અલ્લાહના ઘરની છે. આને મૂર્તિસ્થાન તો લોકોએ પોતાની અજ્ઞાનતા અને વિદ્રોહના કારણે બનાવેલું હતું. કા'બા માત્ર અલ્લાહની ઈબાદત માટે બનાવવામાં આવ્યો હતો. આ વાતને આરબ મૂર્તિપૂજકો પણ માનતા હતા. પછીના જમાનામાં અલ્લાહના ઘરમાં અનેક મૂર્તિઓ લાવીને મૂકી દેવામાં આવી જે તદ્દન ખોટું હતું. આ જ મૂર્તિઓને નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે કા'બામાંથી દૂર કરી અને એને પહેલાંની જેમ માત્ર અલ્લાહની ઈબાદતનું ઘર બનાવી દીધું.

નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ખ્રિસ્તીઓ અને યહૂદીઓની ઈબાદતગાહોને તોડી પાડી હોય તેવો કોઈ દાખલો આપી શકાય તેમ નથી.



# ઈસ્લામનો ફેલાવો અને તલવાર

એક સવાલ આ કરવામાં આવ્યો છે કે ઇસ્લામ તલવારના જોરે ફેલાયો છે; પોતાની અંગત ખૂબીઓના લીધે તે ફેલાયો નથી.

આ માત્ર એક દાવો છે, જેના ટેકામાં કોઈ દલીલ મળતી નથી. કુર્આને તો સાફ શબ્દોમાં બળજબરી કરવાથી રોક્યો છે.

ઇસ્લામનો વિરોધ કરનારાઓ જગતના ઇતિહાસને ભૂલી જાય છે. એમની જીભ ખુલે છે તો ઇસ્લામના વિરોધમાં અને દલીલ વગરની આક્ષેપબાજી કરવામાં આવે છે. જગતના ઇતિહાસ ઉપર નજર નાખતાં જણાશે કે ઘણા રાજ્યોએ પોતાના પંથ અને ધર્મને તાકાતના જોરે ફેલાવ્યા છે. દૂર શા માટે જઈએ ? ભારતના ઇતિહાસને જ જોઈ લો, બૌદ્ધ ધર્મ અહીં અશોક અને હર્ષના રાજ્યની મદદથી ફેલાયો. સમનર પંથનો પણ આ જ ઇતિહાસ છે. એક સમય એવો પણ હતો જ્યારે ભારતના બધા જ રાજાઓ સમનર પંથના હતા અને ભારત ઉપર આ જ મત અને પંથ છવાયેલો હતો. એ પછી વૈદિક ધર્મ (હિંદુ ધર્મ)નો જમાનો આવ્યો. આ ધર્મે રાજ્યની શક્તિ દ્વારા બીજા ધર્મના લોકોનો નાશ કર્યો અને આ માટે લોકોને શૂળીએ પણ ચઢાવવામાં આવ્યા. આ છે એ રીત જેનો ઉપયોગ કરીને ભારતને હિંદુ રાષ્ટ્ર બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો.

આ ઉપરાંત ભારતીય રાજાઓએ લશ્કરી આક્રમણ કરીને બીજા દેશોમાં પણ પોતાનો ધર્મ ફેલાવ્યો. જાવા, સુમાત્રા, કમ્બોડિયામાં આજે પણ હિંદુ ધર્મના અવશેષો અને મૂર્તિઓ જોવા મળે છે. ખ્રિસ્તી ધર્મ પાળતા રાજાઓએ જ્યારે બીજા દેશો ઉપર ચઢાઈઓ કરી ત્યાં તેમણે ખ્રિસ્તી ધર્મ ફેલાવવાના પ્રયત્નો કર્યા.

હવે જો એમ સાબિત થઈ પણ જાય કે કેટલાક મુસ્લિમ બાદશાહોએ ઇસ્લામના પ્રચાર માટે પોતાની વગ અને સાધનોનો ઉપયોગ કર્યો છે તો પણ આ કોઈ અનોખી ઘટના ન હતી, જેનાથી ઇસ્લામને બદનામ કરવાનો પ્રયાસ કરવામાં આવે. આજના જ્ઞાનયુગમાં પણ વારંવાર એવો આક્ષેપ કરવામાં આવે છે કે ઇસ્લામ પોતાના બળે નહીં પણ તલવારની તાકાતથી ફેલાયો છે. આશ્ચર્યની વાત તો એ છે કે આક્ષેપ કરનારાઓમાં એવા સત્તાસ્થાને બિરાજતા લોકો પણ દેખાય છે જેમની

પોતાની સ્થિતિ એવી છે કે તેઓ બંદૂકની નળીના જોરે પોતાના સિદ્ધાંત અને વિચારસરણી ફેલાવવાનો અપ્રશંસનીય પ્રયાસ કરે છે, પરંતુ એમની નજર પોતાની તરફ જતી નથી !!

આજના જમાનામાં ધર્મની બાબતમાં બળજબરીનો સવાલ જ પેદા થતો નથી, અલબત્ત પોતાના ખ્યાલ અને વિચારધારાઓ ઉપર ચાલવાનો અને એમને બીજાઓ સુધી પહોંચાડવાનો હક્ક દરેકને મળેલો છે. આજના યુગમાં પણ ઇસ્લામ કબૂલ કરનારાઓની સંખ્યા કંઈ ઓછી નથી. તો પછી એમને કઈ તલવારે જેર કર્યા છે ? એ કોઈ લોખંડની તલવાર નથી, પણ એ સત્ય અને સચ્ચાઈનું આકર્ષણ છે જે લોકોને પોતાની તરફ ખેંચતું રહે છે.

